# श्री राम स्तवराज

Reg. No. 399

अने

# श्री कृष्ण स्तवन मंजरी.



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

છપાવી પ્રગટ કરનાર, દલપતરામ મંછારામ.

શ્રી.

# રામ શતશાઈ

અને

# શ્રી કૃષ્ણ સ્તવન મંજરી.

દોહરો.

કર્યું કર્યું સઉકો કહે પણ નવ કરીયું કાંઇ
કર્યું ભજન નહીં રામનું (તો) શું કર્યું જગની માંહી.


લેખક,

ગોવર્ધન સદારામ ભટ્ટ.



છપાવી પસિદ્ધ કરનાર,

દલપતરામ મંછારામ.

૬૬ સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ-૪

સંવત ૧૯૮૧. સને ૧૯૨૫.

કીંમત પાંચ આના.

# પ્રસ્તાવના.



"શ્રી રામ શતશાઇ અને શ્રી કૃષ્ણ સ્તવન મંજરી" નામક એક લઘુ પુસ્તક વાચક વર્ગના હસ્તકમળમાં મુકતાં સહર્ષ આનંદ ઉપસ્થીત થાય છે. સાંપ્રત કાળમાં અલ્પ સમયના અનુભવથી સીધ્ધ થશે કે રાત દિવસ મનુષ્યને ધર્મો ઉપદેશ સંભળાવ્યાથી તે આસ્તે આસ્તે વિરક્ત થઇ જાય છે. ઘણા માણસોને "ધર્મ" ના નામ ઉપર સાધારણ એક દ્વેષ અથવા વિરાગ જોવામાં આવે છે. ઘણાં કારણોથી ધર્મ પુસ્તકો સાધારણ વાંચનારને પ્રિય હોતા નથી. એજ સમાજની શોચનીય અવસ્થા છે. એમાં જરાએ અતિશ્યોક્તિ નથી. આ અવસ્થા સુધારવા માટે જોઇએ તેટલી આશા રખાતી નથી. પરંતુ સુંદર કાવ્ય તથા કહાણીની મોહિની શક્તિમાં પ્રભુપંથે સત્ય સદ્ઉપદેશ વાંચકના હ્રદયમાં દ્રઢરૂપે અંક્તિ કરી શકાય એ ઉદ્દેશથી આ "શ્રી રામ શતશાઈ અને શ્રી કૃષ્ણ સ્તવન મંજરી" પ્રકાશીત કરવામાં આવી છે.

ઉપરોક્ત લઘુ પુસ્તક વિના સંકોચે સ્ત્રી યા પુરૂષ વર્ગમાં મુકી શકાય એવું છે. અવકાશ સમયે સજ્જનોને વાંચવાથી અનેક રસમય દ્દષ્ટાંતોથી કંટાળેલા જીવનને સ્વર્ગીય આનંદ મળે તો આશા છે કે આ છપાવવા પાછળ જે શ્રમ ઉઠાવવામાં આવ્યો છે તેનું ફળ મળ્યું કહેવાશે.

છેવટ આ પુસ્તકનો વધુ પ્રચાર કરવા માટે નહિં જેવી કીંમત રાખવામાં આવી છે. આ તકે શ્રીયુત **દાજીભાઇ મીસ્રી** કે જેઓએ લેખકની સ્થીતી સારી ન હોવાથી છપાવવા બાબત જે ભલામણ અને આગ્રહ કરવામાં અને હક્ક મેળવી આપવામાં જે મદદ આપી છે. તે માટે તેઓશ્રીનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

અસ્તુ.

મહાસુદી ૧<br>સંવત ૧૯૮૧<br>મુંબઇ ૪

દલપતરામ મંછારામ.



# શ્રી રામ શતશાઈ

અને

# શ્રી કૃષ્ણ સ્તવન મંજરી.



## દોહરા.

રામ ચરણ અનુરાગિને જપો નિરંતર જાપ,
રામ રામ ઉચ્ચારતાં ટળે ત્રિવિધના તાપ. ૧
અમુલખ અવસર આવીયો મનુષ્યા દેહ અપાર,
રામ નામ ભકતી થકી જીતી લ્યો સંસાર. ૨
દુઃખ હરણ શાન્તી કરણ સુખદાતા સુખ ધામ,
અધમ ઉદ્ધારણ નાથએ ભુલો નહીં કદી રામ. ૩
સહુ મંગળ મંગળ સદા પળમાં દે કલ્યાણ,
પાવન પરમ કૃપાનિધિ રામ નામ નિત્ય જાણ. ૪
ભાગ્યવાન નર ભોગવે રામ સુધારસ સાર,
કર્મ હીણથી કયમ બને અમૃત ફળનો અહાર. ૫
રામ નામ અમૃત તણો ભરીયો અબ્ધિ અપાર,
પીયો રાત દીન સર્વદા પડે ન દામ લગાર. ૬
મારગ મધે મણી પડયો અંધો લહે ન તેહ,
ત્યમ શ્રી રામ સમો મણી ગ્રહે ન અંધો જેહ. ૭

જયમ ગરધભ સાકર તણો લહે ન મધુરો સ્વાદ,
રામ સુધા સાકર તજે તે ગરધભ નિરવાદ. ૮
સુર્ય પ્રકાસે સૃષ્ટિમાં ઘૂડ ગ્રહે અંધાર,
રામ ત્યજી ગ્રહે વિષયને તેહ ઘૂડ સમ ધાર. ૯
રામ રામ હરનિશ કહો કહોને વારંવાર,
રામ નામ જપતાં થશે પુણ્ય તણો અંબાર. ૧૦
રામ રામ હરનિશ કહો રાખી દૃઢ વિશ્વાસ,
રામ નામથી થાય છે સર્વ પાપનો નાશ. ૧૧
જયમ અગ્નિના સ્પર્શથી સુવર્ણ હોયે શુદ્ધ,
ત્યમ શ્રી રામ પ્રતાપથી પાવન થાય અશુદ્ધ. ૧૨
ઔષધિ બહુ અવનીમાં પણ અમૃતથી હેઠ,
ત્યમ ભક્તિમાં સર્વદા રામ નામ છે શ્રેષ્ઠ. ૧૩
જેમ રવિના ઉદયથી અંધકાર દુર થાય,
ત્યમ શ્રી રામ પ્રતાપથી પાપ તિમિર ટળી જાય. ૧૪
જયમ શિશુ મુખ પય સિંચતાં વૃધ્ધી થાય વિશેષ,
રામ નામ પય પાનથી વધે જ્ઞાન ગુણ વેશ. ૧૫
સહજ અગ્નિ મહા પુંજનો પળમાં કરે વિનાશ,
ત્યમ શ્રી રામ પ્રતાપથી થાય પાપનો નાશ. ૧૬
પાપ હરે બંધન ટળે ભક્તિ ઉદય કરી દેત,
જ્ઞાન પ્રકાશે ઉર મહી રામ નામ જે લેત. ૧૭
કર્યું કર્યું સૌકો કહે પણ નવ કરીયું કાંઇ,
કર્યું ભજન નહીં રામનું શું કર્યું જગની માંહી. ૧૮

નિત્ય લક્ષ ગોદાન જે કરે નહૃષ મહા ભૂપ,
રામ ભકિત વિણુ ભટકીયો કૂર્મ રૂપ થઇ કૂપ. ૧૯
શહસ્ત્ર યજ્ઞ સંઘરે કર્યા જશ વાધ્યો જગ માંહી,
પણ શ્રીરામ ભંજન વિના કાજ સર્યું નહીં કાંઇ. ૨૦
યજ્ઞ દાન કંઇ નવ કર્યું કર્યું નહીં કંઇ કમ,
ભકિત કરીને રીઝવ્યા નરસિંહ મેતે રામ. ૨૧
યજ્ઞ હોમ કંઇ નવ કર્યાં કર્યાં નહીં જપ દાન,
ભકિત કરી જો રામની કર્યું સર્વ લે જાણુ. ૨૨
પ્રપંચથી ધન મેળવ્યું પુષ્ટ કરી નિજ કાય,
અંત સમે શ્રી રામ વિણુ કોણુ થશે તુજ સ્હાય. ૨૩
સુત દારાની સંગમાં રમતો રહે દિન રાત,
ભુલ્યો ભકિત રામની મરણુ તણી શિર ઘાત. ૨૪
રામ વિના ધન કામની કોઇ ન આવે સાથ,
આવ્યા ખાલી હાથથી જાશો ખાલી હાથ. ૨૫
રામ નામમાં ગુણુ ઘણા કદી ન હોયે દુઃખ,
જયમ અમૃતના પાનથી થાય શરિરમાં સુખ. ૨૬
પથ્થર તરિયા પાણીમાં રામ પ્રતાપે જાણુ,
માનવીને તરવા તણી શંકા ધારે કોંણુ. ૨૭
રામનામમાં બળ બહુ નહીં કો તેની તોલ,
પોંપટ પાળે સ્નેહથી રામ નામ સુખ બોલ. ૨૮
સર્વશકિત કારણુ જગત રામ નામ છે જેહ,
તેહ નામથી ભય મટે તેમાં શો સંદેહ ! ૨૯

રામ તણી સેવા થકી પામે સેવક સુખ,
રામ સેવાથી કયમ રહે રામ ભકતને દુઃખ ! ૩૦
અન્ય દેવ સાધન કરી ઇચ્છીત ધારે અર્થ,
રામ કૃપાથી નવ સરે સહુથી દિસે સમર્થ. ૩૧
પશુ પક્ષિના વચનમાં શુકન ગણે સહુ જન્ન,
રામ નામમાં શું કમી પુણ્ય રૂપ પાવન્ન. ૩૨
ભણ્યો ન વ્યાકણ વેદ કે ભણ્યો ન શાસ્ત્ર પુરાણ,
રામ નામ જે જન ભણ્યો ભણ્યો સકળ તે જાણ. ૩૩
વિદ્યા યશ ધન બળ મળે સરે શું તેથી અર્થ,
ઉલટી વાધે આપદા રામ નામ વીણ વ્યર્થ. ૩૪
માટે દૃઢ વિશ્વાસ ધરી ભજો નીરંતર રામ,
સફળ થાય સંસાર સહુ અંતે મળે હરિધામ. ૩૫
નિર્મળ જળથી થાય છે મેલ રહિત જયમ વસ્ત્ર,
ત્યમ કીલમિષ કાપે સદા રામ નામ શુભ શસ્ત્ર. ૩૬
નાકાના સાધન વિના અરણવ નાહી તરાય,
રામ નામ નૌકા વીના ભવ દધિ નહીં ઉતરાય. ૩૭
મોહ મમત પથ્થર સમા રામ રત્ન રૂપ જાણ,
રત્ન તજી કયમ માનવી પથ્થર મોહે પ્રાણ. ૩૮
ધન દારા સુત સર્વ તે પળમાં થાયે નાશ,
રામનામ ભકિત થકી અચળ હોય અવિનાશ. ૩૯
વિષય સુખ વહાલું કર્યું ભુલી રામનું નામ,
પાછળ પસ્તાવો થશે કાંઇ ન આવે કામ. ૪૦

રાખે પ્રીતી રામ પર રામ હૃદય બહુ જોર,
રાખે તનમાં રામજી ત્યહાં ન આવે ચોર. ૪૧
રામ રામ જેને હૃદે પાપ ન આવે પાસ,
તિમિર ટળે તત્કાળ જ્યમ થાતાં ભાનું પ્રકાશ. ૪૨
રામ ભજન વિણ જાય તે મિથ્યા કાળજ જાણ,
આયુષ્ય ઓછું થાય છે ધનની મોટી હાણ. ૪૩
અલ્પ સમય પણ અમૂલ છે રામવિના નવ ગાળય,
ધન ખરચે ક્ષણ નહી મળે રામ રામ જપ માળ. ૪૪
કીધા મહેલ અવાસ બહુ કીધા ઉત્તમ કાજ,
અંત સમે નહી કામનું વિના રામ મહારાજ. ૪૫
સેવક થાતાં રામનો શિર ગાજે ગોપાળ,
સમીપ રાખે સર્વદા જ્યમ જનુની સહુ બાળ. ૪૬
શિશુ ગ્રહે પિતુ અંગુલી ધારે જોર અપાર,
રામ તણો કર ઝાલતાં બળહિણ કો રહેનાર. ૪૭
જીવ તણે કંઇ આશરે જીવ પામતાં સુખ,
રામ તણા આશ્રય વિષે કયમ જીવ પામે દુઃખ. ૪૮
સુતને પાળે સર્વદા પિતા ધરી બહુ પ્રીત,
રામ પિતાના સુત થતાં કયમ નહીં પાળે રીત. ૪૯
રામ તણો થઇને રહ્યો તેને કસર ન કાંઇ,
ધ્રુવ વિભિષણ તેના થયા રાખ્યા આશ્રય માંય. ૫૦
અવગુણના પણ ગુણ ગણે રીઝે રામ અપાર,
વત્સ પ્રહારે ગાયને પણ આપે પય ધાર. ૫૧

ઉત્તમ સેવા રામની તે વિણ સઘળું વ્યર્થ,
વિષય જીવને સેવતાં સરે શું તેથી અર્થ. ૫૨
અર્થ સરે નહીં આપનો કર્યું અકારથ જાય,
રામ ભક્તિ વિણ મનુષ્યનો ફોકટ ફેરો થાય. ૫૩
ઉત-મ દેહ મનુષ્યનો ફરી ફરી નહીં મળનાર,
જો ભુલે શ્રી રામને રહે ચોરાસી ભાર. ૫૪
મરણ જનમ દુઃખ ટાળવા અન્ય નથી ઉપાય,
રામ નામ ભક્તિ થકી એ સંકટ દુર થાય. ૫૫
રાજપાટ સુખ સંપતી કદી ન આવે કામ,
અંતસમે અળગાં થશે પણ પાસે રહે રામ. ૫૬
ઘણાં હોય સુત સુંદરી કોટિ ધનનો નાથ,
ગયા તજી શમશાનમાં કાંઇ થયું નહી સાથ. ૫૭
સુખપાલે ચઢી શોભતા પાદશાહના પુત્ર,
રામ ભકિત વિણ ભટકીયા શૂન્ય થયાં ઘર સૂત્ર. ૫૮
આવે પળમાં ધન અતી પળમાં થાય વિનાશ,
રામનામ તજી તેહનો કેમ કરે વિશ્વાસ. ૫૯
સાઠ શહસ્ત્ર પુત્રો હતા સઘરરાયને પેટ,
રામ કૃપા વિણ સહુ ગયા કપિલ કોપથી નેટ. ૬૦
રામ કૃપાથી સહુ મળ્યુ પણ કરયો રામનો ત્યાગ,
પારસમણી જે પામીઓ તેથી ઉરાડયો કાગ. ૬૧
રામ ભકિત વિણ કાર્ય સહુ તે જડ મતી સમમાણ,
કર્યું ભજન નહીં રામનું તે જન જડ નિરવાણ. ૬૨

ગુનેગાર સહુ રામના નખશિખ સહિત અપાર,
તોપણ સન્મુખ નવ ગયા કેમ ક્ષમા કરનાર. ૬૩
નર અપરાધી રામના તોપણ રામ દયાળ,
ક્ષમા કરી અપરાધના પળ પળ લે સંભાળ. ૬૪
એહ દયાળુ રામને ભુલી ગયો કયમ તુજ,
લુણ હરામી થઇ રહે વધે પાપનો પુંજ. ૬૫
શુક નારદ સનકાદિ સમ ભજે રામ મુનિવૃંદ,
તેં કયમ રામ વિસારીયા અરે મૂઢ મતિમંદ. ૬૬
રામ તણા બળથી ડરે કાળ સમો બળવાન,
તેહ રામનો ડર નહીં તે જન પશુ સમાન. ૬૭
રવિ શશિ રામ થકી ડરે ભ્રમણ કરે દિન રાત,
ડરે ન કયમ દિલ રામથી અંતે થશે ઉતપાત. ૬૮
સુર બ્રહ્મા સહુ દેવતા રહે આજ્ઞામાં ઇશ,
આજ્ઞા ગ્રહે ન રામની તે શું બની અધિશ. ૬૯
જેનો પ્રેર્યો પૃથ્વીમાં વાયુ અવિચળ વાય,
તેહ રામને ભુલીયો ભાગ્યહિન જગ માંય. ૭૦
જન સુખ કારણ જગતમાં સ્રજે રામ સહુ વસ્ત,
કયમ ભુલે ઉપકાર તે ગ્રહ્યા ન ગુણ સમસ્ત. ૭૧
પ્રકાશ આપે રવિ શશિ ભોમી ધારે ભાર,
મેઘ વૃષ્ટિ કરતો સદા સર્વ રામ ઉપકાર. ૭૨
ખાવા પીવા પહેરવા વળી ઓઢવા અંગ,
રામ કૃપાથી સહુ મળ્યાં વિધ વિધ નૌતમ રંગ. ૭૩

આપ્યાં જન હિત ધારીને સ્ત્રી સુત ધન ઘરબાર,
તેપણ ગણે ન રામને ધરી અહંકાર અપાર. ૭૪
એ ઉપકારિ રામને ભજ્યો ન મૂઢ ગમાર,
વ્યર્થ વિષયને કારણે ધરે શિર પર ભાર. ૭૫
ગર્ભવિષે રક્ષા કરી જઠરા અગ્નિ માંહિ,
કૉલ આપી આવ્યો અહી રામ ભજે કયમ નાહિ. ૭૬
રામ ભજનને કારણે દિધ ઇન્દ્રિય મન પ્રાણ,
તે શું રામ ભજ્યો નહી પડયો વિષયમાં જાણ. ૭૭
રામ નામ સત સંગમાં ઠરે ન ચિત્ત લગાર,
નૃત્ય ખેલ નાટક વિષે ઉપજે મોહ અપાર. ૭૮
પણ તે સર્વ અસત્ય છે સમજ સમજ મન માંહિ,
રામનામ ભકિત અભય તે વિણ બીજુ નાહિ. ૭૯
રામ ચરણના શરણમાં અધિક અધિક સહુ સુખ,
મિથ્યા મોહ પ્રપંચમાં દારૂણ થાશે દુઃખ. ૮૦
જેને રક્ષા રામની તેને મારે કોણ,
સિંહ તણી રક્ષા શિરે શિયાળથી શી હાણ. ૮૧
સમર્થ સહુથી રામ છે તેથી વડુ ન કોઇ,
સમર્થ ને શરણે જતાં કદી વિઘ્ન નવ હોય. ૮૨
માટે હે જન રામ ભજ જો ચાહે કલ્યાણ,
ભકિત વિના ભવ વ્યર્થ છે નર તું નિશ્ચય જાણ. ૮૩
જયમ સેવા સુત નારીની કરે તું આઠે જામ,
એક જામ હરિની કરે દુર રહે નહી રામ. ૮૪

જયમ પ્રીતી સંસાપર તેમ રામ શું જોય,
તેવા નરવર ભક્તથી રઘુવિર દૂર ન હોય. ૮૫
કરવાનું તે નવ કર્યું કર્યું જેહ તે વ્યર્થ,
રામ ભક્તિ વિણ જન તણો કાંઇ સરે નહી અર્થ. ૮૬
શ્વાન શુકર ફરતા ફરે ઘર ઘર ટુકડા ખાય,
રામ ભજન વિણ માનવી શ્વાન સમો કહેવાય. ૮૭
કાટિ રત્નથી નવ મળે મનુષ્ય દેહ પળ સ્વાસ,
રામ ભજન વિણ સર્વ તેં કર્યો વિષયમાં નાશ. ૮૮
રામનામ અમૃત મળ્યું પીધુ નહી લવ લેશ,
ઉકરડે જઇ રેડીયું પાછળ થાશે કલેશ. ૮૯
મનુષ્ય દેહ સમ મણી મળ્યો ખોયો મિથ્યા સર્વ,
રામ ભજન કીધું નહી ધારી મનમાં ગર્વ. ૯૦
વિષય સાધનામાં ગયો આયુષ્ય રત્ન અમૂલ્ય,
તે સાથે કૉડી ગ્રહી રામ રત્ન કીધ ડૂલ. ૯૧
પુત્ર વેચીને પ્રેમથી ખાય અભાગી બોર,
રામ તજી માયા ગ્રહે નર નહીં નિશ્ચય ઢોર. ૯૨
ઘણી ગઇ થોડી રહી તોપણ ચેતે નાહિ,
રામ ભજન તક નહીં મળે મનુષ દેહ જગ માંહિ. ૯૩
કામ તણો કિંકર બન્યો નારી તણો ગુલામ,
દહદામથી બાંધીયો પામર ભજ્યો ન રામ. ૯૪
રામ નામમાં સુખ ઘણું તે તજી અવળો જાય,
ગંગા તીરે ઘેલડો કુપ નીરમાં ન્હાય. ૯૫

રામ નામ તજી રંગથી ઝીલે મદમાં જન,
કલ્પ વૃક્ષને મુકીને બાવળ મોહે મન. ૯૬
રામ નામ અમૃત સદા વિષય વિષની ધાર,
અમૃત મુકી વિષ પીએ કેમ કુશળ થાનાર. ૯૭
રામ નામ નૌકા ભલી ભવજળ પાંમે પાર,
સ્વાન પુંછ ગ્રહી કયમ તરે બુડે જળ મોઝાર. ૯૮
માટે મુખથી રામ કહો કહોને વારંવાર,
રામનામ અમૃત તણો કરો સર્વદા અહાર. ૯૯
મરણ જનમનો ભય મટે લખ ચોરાશી જાય,
આગમ સુધરે આપનું જ્ઞાન ગંગામાં ન્હાય. ૧૦૦
રામ નામ નિશ્ચય ગણો જનને તારણ હાર,
એથી અધિક જગમાં નથી કહે સર્વ નિરધાર. ૧૦૧
આ શતશાઇ રામની અંતર ખોલી જોય,
અકેક અક્ષર રત્ન સમ ભાસે ગુણમય સ્હોય. ૧૦૨
જ્ઞાની જનને કામનું નહીં અન્ય અધિકાર,
દૈવીને દુર્લભ દિસે થાય અસુરને ભાર. ૧૦૩
વાયસ તે કયમ વાપરે મોતી મોંઘા મૂલ,
હંસ ગ્રહે તે હેત શું ગણી કિમત અતૂલ. ૧૦૪
સાકરના શીરા તણો સ્વાદ લહે જમનાર,
ઉંટતણું મથ આથડે બાવળ વડ મોઝાર. ૧૦૫
કુસુમ પરાગ સદા ગ્રહે ભોગી ભ્રમર સુજન,
ગંગો જાણે ગુણ કયમ રહ્યું છાણમાં મન્ન. ૧૦૬

તેમ રામનું નામ રહેપુણ્યવંતની પાસ,
પાપીથી પ્રભુ વેગળા વસે ન હ્રદયે વાસ. ૧૦૭
રામ નામ અમૃત તણું ભાગ્યવાન કરે પાન,
તેઅકરમીના ઉરમાં વસે નહીં ભગવાન. ૧૦૮
આ શતશાઇ રામની હરિજન રાખે હેત,
ગોવરધન કહે જ્ઞાનિને ભકિત ઉદય કરી દેત. ૧૦૯
રામ તણો આશ્રય ગૃહયો તેનું ભાગ્ય અપાર,
ગોવરધન શ્રી રામ પદ જીતે સહુ સંસાર. ૧૧૦
નગરી શ્રી ડાકોર ભુજ જયાં લક્ષ્મીવર વાસ,
તે લક્ષ્મીવર આશરે વસુ ધરી વિશ્વાસ. ૧૧૧
આ શતશાઇ પ્રેમથી ભણે પ્રભાતે જેહ,
બળ બુધ્ધિ બહુ ધન વધે લહે રામ શું સ્નેહ. ૧૧૨
વંઝા નારી જો ભણે પામે રૂડા પુત્ર,
નારી વિનાનો જનભણે પામે સુખ ઘર સુત્ર. ૧૧૩
એવો મહીમા રામનો જપો નિરંતર રામ,
ગોવરધન કહે ભવ તરો મળે મોક્ષનું ધામ. ૧૧૪

इति श्री रामशतशाइ भट्ट गोवर्धन विरचित्त समाप्त.



શ્રી

# શ્રી કૃષ્ણ સ્તવન મંજરી.

## દોહરા.



જય જય જય શ્રી કૃષ્ણ પ્રભુ જય કૃપાળુ જગ નાથ,
વંદુ વિભુ તુજ ચરણને, અશરણ શરણ અનાથ. ૧

**ટીકા**—હે પરમાત્મને શ્રી કૃષ્ણ ચન્દ્ર! તમારો જય હો!! તમો અશરણના શરણ છો; તમો દિન જનોનું પાલન અને પોષણ કરો છો; અને તેવા દયાળુ વિશ્વના પિતા રૂપ જે તમે તેને સર્વ કોઇ વિશ્વંભર કે અનાથ નાથ કહે છે, તે સત્ય છે. તેવા અનાથ નાથ મહાપ્રભુ અને દેવાધિદેવ દયાળુ પરમાત્માના ચરણ કમળને વિષે હું પ્રણામ કરૂં છું. કારણ તે ચરણાર્વિંદ તેજ કેવળ મોક્ષના આપનાર છે, અને તેથીજ તે ચરણનો મહિમા સર્વત્ર વ્યાપ્ત છે, કારણ કે તે ચરણનો માત્ર સ્પર્શ થતાંજ ગૌત્તમ ઋષિની અહલ્યા નામની સ્ત્રી જે પતિના શાપથી પતિત થઈ શિલારૂપ થઈ હતી, તે પાવન થઈ સ્ત્રી રૂપ થઇ છે. તેજ ચરણનો સ્પર્શ થતાં કંશ જેવા દુરાત્માનો પણ ઉદ્ધાર થયો છે. તેમજ પુતના, સકટાસુર, કુવલયાનંદ

બકાસુર, અને પ્રમિલાર્જુન આદિકના મોક્ષનું સાધન પણ શ્રીકૃષ્ણના ચરણજ છે. તેવા અગાધ ગુણવાલા અને બળવાળા શ્રીકૃષ્ણ ભગવાનને હું નમસ્કાર કરૂં છું.

**શરણાંગત વત્સલ સદા શ્રી પ્રભુ કૃષ્ણ કૃપાળ,**
**અધમ ઉદ્ધારણ સુખ કરણ દાતા પરમ દયાળ. ૨**

ટીકા—હે કૃપાળુ શ્રીકૃષ્ણ ભગવાન! તમે સદાકાળ શરણાંગત વત્સલ છો; એટલે જે પુરૂષ બીજા સર્વ કોઇનું શરણ મુકી માત્ર તમારાજ શરણમાં વસે છે. તેવા ભક્તજન ઉપર તમારી ઘણીજ પ્રીતી થાય છે. અને તેને પુત્ર પેરે પાળી કોઇ પ્રકારનું સંકટ થવા દેતા નથી. વળી તમે મહા દયાળુ છો! કારણ કે આ જકતના મહા અધમ અને પાપી જીવો કે જે તમારા પરમ ઉપકારના બદલામાં સદા અપકારજ કરે છે, તોપણ તમે તેમના ઉપર કોપ નહીં કરતાં સદા પોષણ કરી સુખ આપો છો, એ તમારી મહાનતા અને દયાળુતા જણાઈ આવે છે, અને તેથીજ તમો સર્વ જકતના પિતા છો એમ સર્વને પ્રતિતિ થાય છે.

**તુજ મહિમા ગાવા તણી મતી ન ચાલે મુજ,**
**જયમ સાગર જળ માપવા ઇચ્છા કરે અબુજ. ૩**

**ટીકા—**હે શ્રીકૃષ્ણ ભગવાન! ત્હારો મહિમા અપાર છે. યોગિજનો હજારો વર્ષ સુધી તપ તપીને કે સમાધિષ્ટ થઇને અને બીજા હજારો મનુષ્યો એકાદશી ચાન્દ્રાયણ અને શાંતપન આદિ વૃતો આદરી દેહ ગાળી નાખે છે. તેમજ ઘણા મનુષ્યો સંસારના તમામ સુખનો પરિત્યાગ કરી અરણ્યવાશી થઇ સદાકાળ જીભ્હા વડે માત્ર હે કૃષ્ણ! કૃષ્ણ! એમ જપ જપી રહ્યા છે: તેવાઓ પણ ત્હારો મહિમા જાણવા અશકત નિવડ્યા છે! તો હું તે કેમ જાણી શકું? અને એ ત્હારો મહિમા એવો અગાધ છે, કે કોઇ પણ જાણી શકવા સમર્થ થતો નથી. જેમ કોઇ મૂર્ખજન સમુદ્રનું જળ માપવાની ઇચ્છા કરે! પણ તે માપી શકાયજ નહી, તેમજ ત્હારો મહિમા સંપૂર્ણ જાણવાની કોઇ ઇચ્છા કરે; તો તે પુરેપુરો જાણી શકાયજ નહીં. કારણ કે સમુદ્રનું જળ જેમ અમાપ છે, અને અગાધ છે, તેમ ત્હારો મહિમા તે પણ અમાપ અને અગાધ છે. તેમજ કલ્પનામાં ના આવે તેવો છે.

**કૃષ્ણ કૃપા નિધિ કોટિ વિધ તુજ બળ અગણિત ઈશ,**
**સારદ શેષ મહેશ સુર જપે જાપ જુગદિશ. ૪**

**ટીકા—**હે જક્તના ઇશ્વર શ્રીકૃષ્ણ! તું કોટિ પ્રકારથી દયાનો સાગર છે, કોટિ પ્રકારથી કહેવાનું કારણ કે કદાચ ત્હારા ભકતજનોપર, કે પવિત્ર મનુષ્યોપર તો તું દયા કરે એ

સ્વભાવિક છે. પરન્તુ દુરાત્મા અને અને અધમ પુરૂષ કે જેઓ ક્ષણે ક્ષણે ત્હારો અપરાધ કરે છે; ત્હારાં વચનો રૂપ વેદ અને શાસ્ત્રોની અવગણના કરે છે; તું વિશ્વપતિની આજ્ઞાઓ ભંગ કરે છે, તેમજ તું જે મહા સમર્થ છે, તો પણ તારો ડર નહીં રાખતાં અનેક પ્રકારના પ્રપંચો અને દુષ્ટ કાર્યોમાં મચી રાત્રી દિવસની સાઠ ઘટિકામાં એક ઘટિકા પણ તું મહાપિતાને સંભાળતા નથી, કે અનેક અપરાધો કર્યા છતાં પણ તારી ક્ષમા માગતા નથી; તેવા દુષ્ટ જનોપર તારી સદા કૃપા અને દયા સરખીજ રહે છે, અને પુત્રપેરે સંભાળી તેનું પોષણ કરે છે, તેથી તું પરમાત્માંને કોટિ વિધથી દયાનો સાગર છે એમ વિશેષ ઉપમાએ કહ્યું છે. હે ઇશ્વર! ત્હારૂં બળ તે પણ જાણી કે જાણી શકાય તેમ નથી; કારણ કે સૂર્ય, ચન્દ્ર, પૃથ્વી, સમુદ્ર, એ આદિ જે વસ્તુઓ કે જેમાં માણસની બુદ્ધિનો પ્રવેશ પણ થઇ શકતો નથી; તેવી વસ્તુઓનો પણ બનાવનાર તું છે, તો એવું ત્હારૂ અગાધ બળ જાણવા કોણ શક્તિવાન છે વારૂં ? જો કે સરસ્વતિ, કે જે સર્વ વિદ્યા માત્રની અધિષ્ઠાતા દેવી છે, તેમજ શેષ કે જે આ પૃથ્વીને ધારણ કરી રહ્યો છે, તેમજ શિવ જે ત્હારૂ પોતાનુંજ રૂપ છે, તેવા દેવતાઓ પણ તારી ગહન ગતીને સમજી શકયા નથી, જેથી તે વિચાર કરવો બંધ કરી માત્ર મુખવડે હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! એમ જપ કરી રહ્યા છે.

**નેતિ નેતિ તત્ શબ્દથી વદે પુકારી વેદ,**
**બ્રહ્મા સમ ભૂલા પડયા ભાખ્યો નહીં તુજ ભેદ. ૫**

**ટીકા—હે** કૃષ્ણ પરમાત્મને ! ત્હારા બળને અને સ્વરૂપને વેદ પણ જાણી શકયા નથી. અને અતે "नेति नेति" એવા શબ્દો વદી વિરામ પામ્યા છે. એટલે બ્રહ્મા કે જેઓ વેદના કર્તા છે તે પણ ત્હારા અપાર ગુણ અને અપાર શકિતને નહી જાણવાથીજ વેદમાં नेति नेति नइति જેનો અંત નથી, **અથવા તેના જેવો બીજો કોઈ નથી.** એમ લખી ગયા છે. બીજી રીતે અર્થ કરતાં-શ્રીકૃષ્ણ ભગવાનનું બળ અને મહિમા બ્રહ્માએ પણ જાણ્યાં નહી, જેથી વન્દ્રાવનમાં જઇ કૃષ્ણ ગાયોના વાછરડાં લઇ ગયા, પણ જ્યારે કૃષ્ણ પરમાત્માએ તેવાંજ નવાં વાછરડાં પોતાની ઐશ્વર્યતાથી બનાવી મુકયાં ત્યારે બ્રહ્મા પણ સમજ્યા કે આ ઈશ્વર છે, એવો પ્રતિબોધ થવાથી તે કૃષ્ણ પરમાત્માની સ્તુતી ઉચારવા લાગ્યા.

**સુરપતિ પણ સમજ્યો નહી તુજ ગણિ ગુણ ગોવિંદ**
**અવર મનુષ્ય શું કથિ શકે ગેંગો ગુણ વીંઅદ. ૬**

**ટીકા**—હે શ્રીકૃષ્ણ ! સુરપતિ એવો જે ઇન્દ્ર તે પણ ત્હારા સામર્થ્યને જાણ્યા વિના બારે મેઘને સાથે વર્સાવી ગોકુળ

અને વનસ્થાન આદિ સર્વ સ્થળો જળમાં ડુબાવી દીધાં, પણ જ્યારે ત્હેં પોતાના સામર્થ્ય વડે ગોવર્ધન પર્વતને માત્ર લીલા વડેજ એક હાથથી ઉચો કરી તે તળે ગોપ ગોપિકા આદિવૃજ મંડળ અને વાછરડાં સહિત સર્વ ગાયોને રાખી પોતાની માયાવડે સર્વનુ રક્ષણ કીધું; અને ઇન્દ્ર જે કે તેત્રિશ કોટિ દેવનો રાજા હતો તો પણ તેનું બળ તું મહા પ્રભુ આગળ ચાલ્યું નહીં, ત્યારે તેણે તું ઇશ્વરને ઇશ્વર જાણી સ્તુતી કરી ક્ષમા માગી, આવી રીતે ઇન્દ્રરાજા પણ ત્હારી અદ્‌ભૂત કળાને જાણી શકયો નહીં; તો હે પરમાત્મને શ્રી કૃષ્ણ! બીજા અન્ય મનુષ્ય તે તારી ગતીને કે બળને કેમ પામી શકે? જેમકે છાણ અને વિષ્ટામાં વસનાર ગેંગા નામનો જીવડો કમળની સુગંધીને જાણી શકતો નથી, તેમજ માયા અને પ્રપંચોમાં વિટાએલા મનુષ્યથી ત્હારા અપાર ગુણ જાણી શકાતા નથી.

**પ્રભુ તુજ ગુણ અવધી નથી શોધ્યા તત્વ તમામ,**
**શાહસ્ર જીવ્હા શેષની તોપણ હાર્યા હામ. ૭**

ટીકા—હે કૃષ્ણ પરમાત્મને! અનેક પ્રકારનાં શાસ્ત્રો, અને સર્વ ધર્મના તત્વો તપાસતાં પણ ત્હારા જે અગણિત ગુણોની અવધી માલમ પડતી નથી. કારણ કે કોઇ પણ શાસ્ત્રે ત્હારા અપાર ગુણનો અંત મેળવ્યોજ નથી; એટલુંજ નહીં પણ શેષ કે જેને હજાર રસનાઓ વડે નિરંતર ત્હારો જાપ

જાપ જપે છે, અને ગુણ ગાય છે, અને તેમ કરતાં અનેક કલ્પ વહી ગયા, તથાપિ ત્હારા ગુણનો અંત પામ્યા નથી.

મુની મારકંડ મથ્યા જુઓ લક્ષ વરસ વસી વન,
હરિગુણ અવધી નવ જડી વદતાં વિમળ વચન. ૮

ટીકા—હે કૃષ્ણ પરમાત્મને! માર્કંડ મુનિકે જેમણે લાખો વર્ષ વનમાં વસી ભગવાનનું તપ કીધું, અને ગુણ ગાયા તોપણ તેઓને ત્હારા ગુણની શિમા મળી નહીં; જેથી અંતે માત્ર ત્હારા ચરણારવિંદનુંજ સ્મંણ કરી વિરામ પામ્યા.

સાગર જળ પ્રાશન કર્યું ધારી તનમાં ટેક,
અંત મળ્યો ન અગત્સ્યને હરિગુણ વાદ વિવેક. ૯

ટીકા—હે કૃષ્ણ! અગત્સ્ય મુનિ કે જે આખા સમુદ્રનું જળ પી ગયા હતા, તેવા મહા બળવાન સિદ્ધવાળાને પણ તમારી કળા અને ગતીની માલમ પડી નહીં, જેથી સર્વ દેવ-તાઓને અમરાપુરમાં આવી ઉપદેશ કરવા લાગ્યા કે ઇશ્વર જે કે તેનો પાર પામવા કોઇ શક્તિવાન નથી.

મુનિ વાલ્મિકિએ વળી વળી ભાખ્યા પુરાણ ભેદ,
શિમા મળી નહીં શાસ્ત્રમાં ઇશ્વર ગુણ અભેદ. ૧૦

ટીકા—હે ભગવાન ! વાલ્મિકિ મુનિ કે જેમણે ત્હારા રામાવતારનું વર્ણન સાત કોટિ શ્લોક વડે કીધું અને ત્હારા અગાધ ગુણ ગાયા, તથાપિ એ સાત કોટિ શ્લોક વડે ગુણ ગુણ ગાતાં પણ ત્હારા અગાધ ગુણ અને અતુલ શકિત પરાક્રમનો પાર આવ્યો નહીં.

**સમર્થની શકિત જયહાં પહોંચી નહી લવલેશ,**
**તો હું તત્ત્વત કયમ લહું અલ્પ મતી અવિશેષ. ૧૧**

ટીકા—હે દેવાધિદેવ શ્રીકૃષ્ણ ! બ્રહ્મા આદિ મહા સમર્થ મહાત્માઓની શકિત જે કાર્ય કરવા પહોંચી શકી નથી ! વળી જુઓ કે આ ત્હારૂ સરજેલું જે જકત છે તેમાંજ અનેક તરેહના મતભેદ ચાલી રહ્યા છે, એટલે કોઇ શાસ્ત્ર વેત્તા કહે છે કે પૃથ્વી સ્થિર છે, અને સૂર્ય ફરે છે. કોઇ કહે છે કે સૂર્ય સ્થિર છે. અને પૃથ્વી આદિ બીજા ગ્રહો સૂર્ય પાછળ ફરે છે. કોઇ કહે છે કે સૂર્ય એ પણ એક પૃથ્વી છે, અને તેમાં પણ મનુષ્ય આદિ જીવો વસે છે. કોઇ કહે છે કે ચન્દ્ર શામવર્ણ છે, કોઈ કહે છે કે પૃથ્વી અથવા સૂર્ય ચન્દ્ર ભ્રમણથી એક બીજાનો છાંયો પડવાથી ગ્રહણ થાય છે, તો કોઇ કહે છે કે રાહુ નામનો ગ્રહ આડે આવી સૂર્ય કે ચન્દ્રનું ગ્રહણ કરે છે. હે પરમાત્મન ! આમ ત્હારી બનાવેલી વસ્તુનું પણ હજુ સુધી કોઇને પુરતું જ્ઞાન થયું નથી

તો તેવી અનેક વસ્તુઓને બનાવનાર તું ઈશ્વર છે, તો ત્હારી ગતીનું જ્ઞાન તો શી રીતે થાય ! અને જેમાં તેવા સમર્થની બુદ્ધિ પણ પાછી પડી છે, તો હું જો કે તૃણવત્ મનુષ્ય અલ્પ બુદ્ધિનો અને અપુર્ણ છુ તેવો હું ક્ષુદ્રજનં તારા ગુણનો પાર કેમ પામી શકું !!

**અગણિત ગુણ ત્હારા પ્રભુ મુજથી કેમ વદાય,**
**સુર્પ થકી સાગર તણું જળ કયમ ખાલી થાય. ૧૨**

ટીકા—હે વિશ્વના નાથ ! ત્હારા ગુણ અને ગતી તે કોઇથી ગણી શકાય તેમજ નથી; કારણ કે તે અંગણિત છે, તો તે ગુણનું વરણન કરવા હે અંતરયામિ ! મારા અલ્પ મનુષ્યમાં કયાંથી શકિત હોય ? અને તે વર્ણવતા પાર પણ કયમ આવે !! જેમ કોઈ સુર્પ (સુપડુ) વડે સમુદ્રનું જળ ખાલી કરવા ઇચ્છા કરે ! પણ તેની ધારણા કેવળ નિષ્ફળજ જાય ! તેમ હે દયાસિંધુ ! ત્હારા ગુણ માવા કે ત્હારી માયા કે બળ જાણવાની હું ઇચ્છા કરૂં તે કેવળ વ્યર્થજ છે, માત્ર હે કૃષ્ણ ! હે કૃષ્ણ ! એમ પ્રેમવડે કરી વદવું એજ મારે શ્રેષ્ટ છે.

**રવિ કિરણ જગ રજકણો ગણે કોઈ મતિ વાન.**
**પણ હરિગુણ ગણનારકો થયો ન કંઇ બળવાન, ૧૩**

ટીકા—હે રાષિકેશ ભગવાન ! સૂર્યનાં કિરણો ગણી શકે તેવો, અથવા જકતમાં ઉડતાં ઝીણાં રજકણો ગણનાર કોઇ મહા બુધ્ધિમાન પુરૂષ આ ત્હારી સરજેલી સૃષ્ટિમાં કંઇક પણ નિપજ્યો હશે ! પરંતુ તુ પરમાત્માની શકિતની તુલના કરનાર, બુદ્ધિની અવધી બાંધનાર, કે અપાર ત્હારા ગુણોની ગણના કરનાર કોઇ પણ થયો હશે નહીં.

**નગ શિખરે ચઢવા ચહે પંગો ગરી કલ્લાસ,**
**હસ્તિ સાથ પિપિલિકા કરે વિચારવા આશ. ૧૪**

ટીકા—હે ગુરૂડાધિશ શ્રીકૃષ્ણ ! જેમ કોઇ પગ વિનાનો પાંગળો માણસ મોટા પર્વતના શિખરપર ચઢવાની ઇચ્છા કરે ! અથવા એક ઝીણી કીડી તે હાથિ સાથે ચાલવાની ઇચ્છા કરે ! તે સહુ વ્યર્થ છે. તેવીજ રીતે હે વિશ્વંભર કૃષ્ણચંદ્ર ! કોઇ મનુષ્ય ત્હારા રૂપનું, ત્હારા ગુણનું, ત્હારાં કાર્યોનું કે ત્હારી અદભૂત શકિતનુ સંપુર્ણ વર્ણન કરવા ઇચ્છા રાખે તે પણ વ્યર્થ છે.

**સાગર જળ પ્રાશન ચહે મેડક ધરી અહંકાર,**
**ઇચ્છે અળશિયું શિરપર ભોમી ધરવા ભાર. ૧૫**

ટીકા—હે વિશ્વનાથ ! વળી જેમ મેડક ( દેડકું ) નામનું જીવડું કે જે પાણીમા રહે છે તે સમુદ્રનું સઘળું જળ

પીવાનું ધારે ! અથવા અળશીયું (ચોમાસામાં લાંબા સાપના કણા જેવાં જીવડાં પાણીમાં કે માટીમાં દેખાય છે તે) કે જે આ પૃથ્વીનો સઘળો ભાર પોતાના માથાપર ધારણ કરવા ઇચ્છે એ કેવળ વ્યર્થ છે ! અને તેમ કદી બનેજ નહીં તેવીજ રીતે હે વિશ્વનાથ ! ત્હારા ગુણ બળની ગણના કરવા કોઇ મનુષ્ય ધારણા રાખે તે કેવળ વ્યર્થજ છે.

**એવા બળ નિધિ ગુણનિધિ કૃષ્ણ કૃપાળુ જાણુ,**
**મુજથી જેહ વદાયતે કરજો પ્રભુ પ્રમાણ. ૧૬**

ટીકા—હે દયા સાગરા કૃષ્ણ ! તું જોકે બળનો અને ગુણનો ભંડાર છે. મહાપરાક્રમ વાળો અને અગાધબુદ્ધિવાળો છે. ત્હારાં સદ્ચરિત્રો. વિવિધ કળાઓ અને લીલાઓ પણ અપાર છે. તેમજ સવ પ્રકારે તું મહાદયાળુ છે, તે સઘળી પ્રકારનું ત્હારૂ વર્ણન કરવા મારામાં શકિત નથી. તથાપિ તે સર્વ ગુણમાંથી હું જે કંઇ કહી શકુ, અથવા શુધ્ધ અશુધ્ધ વાણીકે શબ્દોવડે જે ત્હારા ગુણ ગવાય તે સર્વ હે પરમાતમન તું માન્ય કરજે, એ મારી યાચના છે આથી કે—

**અમૃત સમ હરિ ગુણતણો ભરીઓ અબ્ધિ અપાર,**
**તેમાંથી કિંચિત કથે થાય અમર અવતાર. ૧૭**

ટીકા—હે જગદિશ્વર ! ત્હારા ગુણુ અને કીર્તિ રૂપ અમૃતનો મહાસાગર ભરેલો છે, એટલેઆખા વિશ્વમાં ત્હારા ગુણુ કીર્તિ બળ આદિનો મહિમા સંપુર્ણ વ્યાપ્ત છે. ત્હારા બળ વડે સમુદ્ર મર્યાદામાં રહ્યા છે, ત્હારા બળવડે આકાશ ભુવનમાં સૂર્યચન્દ્ર જકતને પ્રકાશ આપે છે, અને ત્હારા બળવડે પૃથ્વી સ્થિર થઇ જકતને ધારણુ કરે છે. એ સર્વ માત્ર ત્હારી શક્તિનોજ પ્રભાવ છે. એવા ત્હારા અપાર ગુણોમાંથી મારાથી સ્હેજ પણુ જાણી શકાય, અથવા કહી શકાય, એટલે ત્હારા ગુણામૃતનું સ્હેજ પણુ મારાથી પાન થાય, તો તેટલાવડેજ હું અમર થાઉં ! કારણુ કે ત્હારા સ્હેજ સંબંધથી પણુ મનુષ્યને મરણુ જન્મનો ફેરો ટળી જાય છે; અને આત્મા કેવળ શુદ્ધ બ્રહ્મ રૂપ થઇ ત્હારા નિર્વિકાર સ્વરૂપને વિષે અંતે લીન થઇ અમરગતીને પહોંચે છે

તેમ જાણી જગદિશનાં ગાવા ચાહુ ચરિત્ર,
મુજ કુળ સુદ્ધાં સર્વદા થાઉ પરમ પવિત્ર. ૧૮

ટીકા—હે કૃપાળુ શ્રીકૃષ્ણુ ! એવો ત્હારો અપાર મહિમાં પવિત્ર અને મહાન ચરિત્ર ! અને અપાર દયાની દ્રષ્ટિ ! એવા સર્વ શુભ ગુણો ગાવાની ઇચ્છા રાખું છું, કારણુ કે મને જ્ઞાન થયું છે કે તું પરમાત્માનાં ચરિત્રો શુદ્ધ અંતઃકરણુથી ઉચ્ચારતાં આખા કુટુંબ સુદ્ધાંત પવિત્ર થઇ તરી જાય છે. જેમકે—

**પારસમણીના સ્પર્શથી લોહ કનક સમ હોય,**
**ત્યમ હરિ ગુણુ અમૃત થકી થાય અમર તન સ્હોય ૧૯**

*ટીકા*—હે કલ્યાણુ રૂપ પરમાત્મા ! પારસમણીનો સ્પર્શ થતાં તત્કાળ લોહનું સુવર્ણ બની જાય છે. એટલે લોહનું સોનું બનાવવાનો પારસમણીમાં ગુણુ છે; તેવીજ રીતે ત્હારી ભક્તિ અને ગુણરૂપ અમૃતનું પાન કરવાથી કેવળ શુદ્ધ અને વિકાર વિનાનો બની અંતે સત્ય ધામમાં પહોંચવાનો અધિકારી થાય છે. એ ત્હારા નામનોજ માત્ર ગુણુ છે.

**જયમ લઘુ દિપક ભુવનમાં કરે તિમિરનો નાશ,**
**ત્યમ કિંચિત હરિ ગુણુ થકી અંતર વસે અવિનાશ. ૨૦**

*ટીકા*—હે અવિનાશી ! જેવો નાનો સરખો દીવો મોટા ભુવનમાં અંધકારનો નાશ કરી નાખે છે, તેવીજ રીતે ત્હારા સ્હેજ ગુણનું કથન થતાં અથવા ત્હારી ભક્તિ કરતાં પ્રાપ્ત થયેલા મહા પુણ્યરૂપ દિપક વડે કરી આ આત્માગાં રહેલો અજ્ઞાનરૂપ અંધકાર તત્કાળ નાશ પામી ત્હારા શુદ્ધ તેજોમય અને નીર્વિકાર પરિબ્રહ્મનો જ્ઞાનરૂપ પ્રકાશ ઉદય પામે છે.

**એવા હે જગદિશ્વરા નમું હું વારંવાર.**
**તું પ્રભુ જગપતિ જગમહી વ્યાપક સચરાચર. ૨૧**

**ટીકા—હે** પરાત્પરા! હે જગતના ઇશ્વર! એવો જે મહા શકિતવાળો ઇશ્વરને હું વારંવાર શુદ્ધ અંતઃકરણથી પ્રણામ કરૂં છું. હે પ્રભુ! તું આખા જકતનો સ્વામી છે, અને વળી આખા જકતમાં સચરાચાર વ્યાપેલો છે, ત્હારા વિના અખિલ બ્રહ્માંડમાં પણ અણુ જેટલી જગ્યા ખાલી નથી, એને જો હું અંતર દ્રષ્ટિથી નજર કરૂં છું, ત્યાં સર્વ સ્થળે તું પરમાત્મા આપો આપ જણાઇ આવે છે. અને આખું ભૂવન ભરપુર છે.

**ગુપ્ત નથી કંઈ તુજથી મનુષ્ય કૃતી ગતી જ્ઞાન !**
**ગુપ્ત ગણે તુજથી પ્રભુ તે મૂરખ નાદાન. ૨૨**

**ટીકા—**હે ભગવાન! મનુષ્ય માત્રનાં કાર્ય, વિચાર; જ્ઞાન કૃતી એ આદિ કંઇ પણ ત્હારાથી છાની નથી; એટલે તું સર્વનો જ્ઞાતા છે, જેથી વેદ તને " अन्तर्यामि " કહે છે. અને જેથી કોઇ પણ મનુષ્ય ત્હારાથી છાનાં કાર્ય કરવા ધારે તે બુધ્ધિ વિનાનો મૂર્ખ અથવા બાળક છે.

**મહિમા મોટો નામનો જરા ન બેસે દામ,**
**પક્ષ થાય પરિબ્રહ્મની સુધરે સઘળાં કામ. ૨૩**

**ટીકા—**હે દેવાધિદેવ! ત્હારૂં નામ એ મહા પાવન કારી અને અતુલ મહિમાવાળું છે. કારણ કે હે કૃષ્ણ! હે રામ!

હે રામકૃષ્ણ ! એ નામ માત્રથીજ ઘણા લોકો મોક્ષ પદવીએ પહોંચ્યા છે, તે કારણ મહાત્માઓ ત્હારા નામને આભવરૂપ મહાસાગર તરવાને વહાણુની ઉપમા આપે છે. એવું મહા મૂલ્યવાન અને આગળ જણાવ્યા પ્રમાણે પારસમણી રૂપ ત્હારૂં નામ છે, તોપણ તેની કાંઇ કીંમત બેસતી નથી. વળી એ ત્હારા નામનો મહિમા ગાવાથી તું જે મહા સમર્થ અવિનાશી ઇશ્વરની પક્ષ થાય છે, એટલે ત્હારી સહાયતા મળે છે, જેથી સર્વ કામ સુધરી જાય છે.

**તેવા કૃષ્ણ કૃપા નીધિ સમરણ કરતાં આજ,**
**આ લોકે સુખ સાંપડે પરલોકે રહે લાજ. ૨૪**

*ટીકા*—હે કૃપાનિધિ શ્રીકૃષ્ણ ભગવાન ! મહા સમર્થ તું પરમેશ્વરનું સ્મરણ કરતાં આ લોકમાં સવ પ્રકારનું સુખ પ્રાપ્ત થાય છે. એટલે ત્હારી કૃપા વડેજ સ્ત્રી ધન પુત્ર આદિ મળે છે. અને વળી અન્ત્યુ પાછળ તારા નામ સ્મર્ણ રૂપ પુણ્ય વડે પરલોકે ઉંચ ગતી પ્રાપ્ત થાય છે, અને યમ દુત તારા નામ પ્રતાપ વડે સમિપે આવતાજ નથી.

**એમ જાણી પ્રભુ સર્વદા જપુ તમારૂ નામ.**
**ભવસાગર સ્હેજે તરૂ દોહિલીવેળા દામ. ૨૫**

*ટીકા*—હે ઇશ્વર ! એવી રીતે ત્હારો અપાર મહિમાં જાણી નામ જપુ છું. અને હું જાણું છું કે આ સંસાર

રૂપ મહા. વિષમ સાગર તરવામાં ત્હારી ભક્તિ એજ સાધન છે, અને ત્હારા નાંમરૂપ મોટું નાણું–ધન છે, તે મારી દોહિલી વેળા કે જે વેળાએ આ દેહ મરણ પામવા તૈયારીમાં હશે ! યમના દુતો કંઠને રોકીને બેઠા હશે ! કફ જે કે આ શરિરના દશ દ્વારને બંધ કરી દેશે, અને ઇન્દ્રીયો પોતાનો ધર્મ ભુલી કેવળ શિથિલ થઇ જશે, તેવા મહા સંકટની વેળાએ તું પરમાત્માજ મને સ્હાય કરીશ ! તે વખતે પુત્ર, સ્ત્રી, ધન, એમાનું કોઇ સ્હાય થવાનું નથી. કોટિ ધન સંપત્તિ અને સર્વ સ્નેહી સગાંનું ત્યાં કંઇપણ ચાલવાનું નથી. તે વખતે મારો બેલી તું ઇશ્વરજ છે.

**પારસ રૂપ પ્રભુ સદા નામ તુંજ નિરધાર,**
**કઠણ લોહસમ મુજ હૃદય કાંચન સમ કરનાર. ૨૬**

ટીકા—હે વિશ્વંભર ! વળી તારૂં રૂપ પારસમણી રૂપ છે એવું આગળ જણાવ્યું છે, તે નિશ્ચય છે. કારણ કે પારસ મણી જે કે લોહને સ્પર્શ થતાંમાંજ કાંચન બનાવે છે, તેવીજ રીતે મારૂ હૃદય જે લોહ રૂપ મહા કઠણ છે, તેને તારા નામ રૂપ પારસમણીનો સ્પર્શ થતાં કેવળ શુદ્ધ વિકારરહિત જ્ઞાનવાન કાંચન રૂપ થઇ જાય છે; એટલે અજ્ઞાન રૂપ લોહ=પણું તે ત્હારા જ્ઞાન રૂપ પારસના સ્પર્શથી ટળી જઈ અખંડાનંદ કાંચન રૂપ બને છે.

**વળી પારસથી અધિક કહુ નામ તુજ ભગવાન,**
**પારસ નીજ સમ નહીં કરે કરે તું નીજ સમાન. ૨૭**

ટીકા—હે દયાળુ ! વળી ત્હારૂં નામ પારસ રૂપ છે એમ આગળ કહ્યું છે, પરંતુ આ સ્થળે હું એમ કહું છું કે પારસમણી થકી ત્હારૂં નામ ઘણુંજ ઉત્તમ છે. કારણ કે પારસ મણી લોઢાને સોનારૂપ બનાવે છે. પણ પારસમણી રૂપ બનાવી શકતી નથી. એટલે પોતાની સમાન બનાવી શકતી નથી, પણ ત્હારૂં નામ કે જે લોહ રૂપ અધમને પણ ત્હારા પોતાના સમાન બનાવી દે છે, એટલે પોતાના અંગને વિષે બ્રહ્મરૂપમાં ભેળવી એક નિર્વિકલ્પ બનાવી દે છે, જેમકે મીરાંબાઈ નરસિંહ મહેતા અને રોહિદાસ જેવા ભક્તોને પોતામાંજ લીન કરી લીધા છે. વળી—

**હેમ બને પારસ થકી પણ તેમાં કલિ વાસ,**
**તુજ નામ રૂપ હેમમાં આપ વસે અવિનાશ. ૨૮**

ટીકા—હે કૃપાના સાગર ઇશ્વર ! જો કે કદાપિ પારસ મણીના સ્પર્શથી લોહનું સોનુ બને છે ખરૂં ? પરંતુ તેવા સોનામાં કલિનો વાસ છે, એવું મોટા પુરૂષો કહે છે. કારણ કે કનક, કાન્તા, કામની એ ત્રણ કલિનાં રૂપ છે, અને તે ત્રણે વસ્તુમાં સદાકાળ કલિ વશેલોજ છે. પરંતુ તારા

નામરૂપ પારસવડે થયેલા જ્ઞાનરૂપ સુવર્ણમાં તો તું પોતેજ અંતર્યામિ વસેલો છે. માટે તે પ્રમાણે તપાસતાં પણ પારસમણી થકી ત્હારૂ નામ સદાકાળ ઉત્તમ છે. વળી—

કંઇક કવિ આગે થયા કીધા બહુ ઇતિહાસ,
પણ વાલ્મિકિ વ્યાસ એ નામે થયા પ્રકાશ. ૨૯

ટીકા—હે ઇશ્વર ! જકતમાં ત્હારા નામનોજ મોટો પ્રતાપ છે, એ સત્ય સમજાય છે, કારણ કે આગળ અનેક કવિઓ થયા, અને તેમણે અતી ઉત્તમ એવાં ઇતિહાસ, કાવ્ય, નાટક, એ આદિ ઘણાં પુસ્તકો રચ્યાં છે, તો પણ તે જકતમાં અતિ પ્રકાશ નથી. પરંતુ વાલ્મિકિ મુનિ અને વ્યાસ મુનિ કે જેમણે માત્ર ત્હારાજ નામના રામાયણ અને શ્રીમદ્ભાગવતના ગ્રન્થો રચી ત્હારાજ ગુણ ગાયા છે. તેથીજ તે જકતમાં બીજા સઘળા કવિઓ કરતાં વધારે પ્રસિદ્ધ, પ્રકાશ અને કીર્તિવંત છે. તેનું કારણ તે ત્હારા નામનોજ મહિમા છે.

કોટિ સૂર્ય સમ તેજ છે કોટિ શશિ સમ શાન્ત,
તેહ નામ જેને જડયું ભાગ્ય અધીક નહી ભ્રાન્ત. ૩૦

ટીકા—હે શ્રીકૃષ્ણ ! ત્હારૂં નામ કે જે કોટિ સૂર્યના સરખું તેજસ્વી અને કોટિ ચંદ્રના જેવી શાન્તિ આપનાર આમ કેવાનું કારણ કે સુર્ય અને ચંદ્રમાં તેજસ્વિ છે ખરા ! તથાપિ તેને

પણ ઉતપન કરનાર તું ઇશ્વર છે. અને ત્હારી આજ્ઞા વડે આકાશમાં રહી સદાકાળ ભ્રમણ કરતા સરવને પ્રકાશ આપે છે. માટે તેઓના સરજનહાર તું ઇશ્વર તેઓ કરતાં કોટિ ઘણો ઉત્તમ છે. વળી બીજો અર્થ આ વાકયનો એમ પણ કરી શકાય છે કે સૂર્ય અને ચન્દ્ર જો કે મહા તેજસ્વી તેમજ જકતને અતીશય ઉપકાર કરનાર છે, તથાપિ તેઓની ભકિત કલ્યાણ દાતા નથી, પરંતુ ત્હારૂ તો નામજ માત્ર કલ્યાણદાતા છે, અને તે કારણથી ભકતજનો ત્હને નીરંતર શેવે છે, ત્હારા નામનું ઉંચે શબ્દે ગાન કરે છે. યોગિજનો સદાકાળ ત્હારા રૂપને સમાધિમાં ધારે છે. તેમજ જ્ઞાની પુરૂષો તને અંતરમાં રાખે છે. તે માટે તું તેમના કરતાં કોટિ ઘણો તેજસ્વી છે એમ કહેવાય છે. એવું હે પરમાત્મન ત્હારૂ કલ્યાણદાતા નામ જે પુરૂષને જડયું તેના સદ્ભાગ્યનો પાર નથી એ વાત નિશ્ચય છે.

સુખકર એવા નામને લહ્યું ન જેણે લેશ,
ધિક્ક જન્મ તે જન તણો ધિક્ક પુરૂષનો વેશ. ૩૧

**ટીકા**—હે ઇશ્વર! સરવ પ્રકારથી સુખ આપનાર! ત્રણ પ્રકારના પરિતાપને દુર કરનાર! અને ધર્મ અર્થ, કામ મોક્ષ એ ચતુષ્માર્ગ પરિપૂર્ણ કરનાર એવું ત્હારૂ શુભ નામ જેણે જાણ્યું નહીં. અથવા તેવા નામને પ્રીતીથી જપ્યું નહીં તેના

જન્મને ધિક્કાર છે, અને તેણે મનુષ્યનો દેહ ધારણ કીધો તેને પણ હજારવાર ધિક્કાર છે.

**એહ નામનો આશરો ચાહુ પ્રભુ દિન રાત,**
**ક્ષમા કરો અપરાધ સહુ હે જગપતિ મુજ તાત. ૩૨**

*ટીકા*—હે મદનો હરણ કરનાર મધુસુદન ભગવાન! અતીશય શ્રેષ્ટ અને અપાર જેનો મહિમા છે એવું જે ત્હારૂ મંગળકારક નામ છે, તેનોજ આશરો ધારી, અથવા તે નામ ઉપરજ હું દઢ વિશ્વાસ ધારી તેનેજ નિરંતર ચાહુ છું. હે મ્હારા પિતા મ્હારા સર્વ અપરાધ તમે ક્ષમા કરો.

**સ્હાયક સદા શ્રીકૃષ્ણ મુજ શિરપર સમરથ આપ,**
**પિતા છતાં હું પુત્રને શાનો રહે સંતાપ· ૩૩**

*ટીકા*— હે લક્ષ્મી પતિ! આ જકતમાં તુંજ મારો સ્હાયક અને મારા શિરપર તું સમર્થ બિરાજે છે, અને હું નિશ્ચય જાણું છું કે તુજ મારો પિતા, મ્હારો પાલક અને મ્હારો ઇષ્ટ છે. તેથી હું સર્વ પ્રકારની ચિંતાઓથી મુકત થયો છું. કારણ કે જેને માથે પિતા હોય તે પુત્રને સંસાર વ્યવહારની ચિંતા રહેતી નથી. તેમજ તું મારે માથે પિતા હોવાથી કોઇ પ્રકારની મને પણ ચીંતા રહેતી નથી. કારણકે હું પુત્રની સર્વ મનકામનાઓ તું પિતા પૂર્ણ કરનાર સમર્થ છે.

**વદાય મુજથી વચન કદી ભર્યાં અજ્ઞાન અપાર,**
**પણ પિતુ નવ જોશો તમે અવગુણ આપ દયાળ. ૩૪**

*ટીકા*—હે દયાળુ પ્રભુ! ત્હારી સ્તુતિમાં અથવા હરેક ગુણ ગાતાં મારાથી શુદ્ધ અશુદ્ધ કે અર્થ વિહિન અજ્ઞાનના ભરેલા શબ્દો જાણે કે અજાણે વદાય! તો પણ હે દયાળુ પિતા! હું બાળકપર દયા કરીને તે મારી કૃતી સામું નહીં જોતા માત્ર ત્હારી કૃપા અને દયા વડેજ મને પાળજે.

**તાતા કહીને તોતળું બાળક વદે વચન્ન,**
**માતા સમજે મર્મ એ અર્ભક માગે અન્ન. ૩૫**

*ટીકા*—હે ઇશ્વર! જેમ નાનું બાળક તોતળું તોતળું બોલતાં તાતા માગે છે, પણ તે જો કે તાતાનો અર્થ રોટલો એવો વ્યાકરણના નિયમે અર્થ થતો નથી. તેમજ તાતા શબ્દ રોટલાનો અર્થ સૂચક નથી. અથવા તાતા એ કોઇ ભોજન પદાર્થનો સંજ્ઞા વાચક શબ્દ નથી, તથાપિ તે બાળક તાતા કહીને રોટલોજ માગે છે એવું માતા સમજી જાય છે, એટલે બાળકનો રોટલો માગવાનો ભાવાર્થ જાણી જાય છે, તેવીજ રીતે હે પુત્ર વત્સળ પિતા! મારા અજ્ઞાનવાળા શબ્દ, અથવા અર્થ વિનાના શબ્દો પણ તું યોગ્ય અર્થમાં સમજી મારો અંતરનો મર્મ જાણી પુત્ર તુલ્ય ગણજે. વળી—

વળી ગાંડા કે ઘેલડાં વદાય મુજથી વેણ,
પણ પ્રભુ માનો પાધરાં કૃષ્ણ કૃપાનિધિ કહેણ. ૩૬

ટીકા—હે દયા સાગર ઇશ્વર ! મારાં બોલેલાં વચનો કદાપિ અર્થ વિનાના હોય ! અથવા અવિહિત હોય ! તેમજ ગાંડા ઘેલાં હોય ! તો પણ હે કૃપાસિંધુ, તું અંતર્યામિ છે તેથી મારા બોલેલા શબ્દનો ભાવાર્થ નહીં જોતાં મારા અંતરનો ભાવાર્થ જાણી તેવાં અવિહિત વાકયો પણ હિત અર્થ ગણી મને ક્ષમા કરજે ! કારણ કે કયા શબ્દો વડે તું ઇશ્વર પ્રસન્ન થાય છે, તે હું અજ્ઞાનીને સમજ નથી.

સમજુ સુખ તુજ શરણમાં તેવિણ સઘળું દુઃખ,
ભજયો ન પામર કૃષ્ણને ધિકક તેહનું મુખ. ૩૭

ટીકા—હે કૃપાધિશ ! હું તો માત્ર એટલું નીશ્ચય સમજું છું-કે સર્વ પ્રકારનું સુખ તે ત્હારા પવિત્ર ચરણને વિષેજ રહેલું છે. કારણ કે સર્વે સુખનો દાતા તુંજ છે, તેમ સમજી હું તુજ કૃપાનાથને શરણ પડયો છું. અને તું વિના પોતે મમત્વ ધારી મનુષ્ય જે કંઇ કરે છે તે સઘળું દુઃખરૂપ છે. એવા તું વિશ્વ પિતાને પ્રેમ ભકિત વડે જે મનુષ્યે ભજયા નથી, તેનું સુખ અને જીવિત ધિક્ક છે. કારણ મનુષ્ય દેહ ઇશ્વર ભકિત માટેજ મળ્યો છે.

**અમૃત સરખી જીભથી વદો ન કૃષ્ણ વચન્ન**
**વિષ સમ કડવાં વેણુથી હરખે મૂરખ મન્ન. ૩૮**

ટીકા—હે હ્રષિકેશ કૃષ્ણચંદ્ર ! આ જીભ જો કે અમૃત સમાન છે, અમૃત સમાન જીભને કહેવાનું કારણ કે જેમ અમૃત રસનું પાન કરવાથી દેહ અમર થાય છે, તેમ આ જીભ વડે રામ કૃષ્ણ એ આદિ ભગવાનનાં નામ અને ભગવાનના ગુણ ગાવાથી આત્મા મરણ જન્મરૂપ ઉપાધીથી મુકત થઇ અમર થાય છે. માટે તે જીભને મહાજનો અમૃત મયિ કહે છે. તે હે ઇશ્વર ! તેવી અમૃત સમાન જીભ વડે કરી હે કૃષ્ણ ! હે રામ ! એવાં તારાં મંગળ રૂપ નામ સ્મર્ણ જેને રૂચતાં નથી, અને વિષ સમાન કડવાં વચન, ભગવાનની ભકિતને ભુલાવી વિષયોના અને નાસ્તિક વૃત્તિમાં લઇ જાય તેવાં ભાંડ ભવાઇ નાટક ઇત્યાદિ ચેષ્ટાકાર લોકોનાં વચનો સાંભળવાં અને બોલવાં એ પ્રીય લાગે છે. એ મૂર્ખાઇ અથવા અજ્ઞાન છે.

**વિષ રૂપ આ વિષયમાં વળગ્યા સહુ દિન રાત,**
**ભૂલ્યા ભકિત ભુધરા અવગુણ શોધે આપ. ૩૯**

ટીકા—હે પરિબ્રહ્મ ! વિષ સમાન સંસારના વિષયોમાં સર્વ જકત વળગી રહ્યું છે. વિષયોને વિષરૂપ કહેવાનું કારણ કે દસ ઇન્દ્રિઓના દશ વિષય છે તે મહા દુ:ખરૂપ છે માત્ર

એક ઇન્દ્રિયનો એકજ વિષય તે પ્રાણુની હાનીરૂપ નીવડે છે, જેમકે હાથિ જનાવરને સ્પર્શ (કામ) ઇન્દ્રિય બળવાન હોવાથી તેને પકડનાર લોકો કાગળની તેનાજ રંગની હાથણી બનાવી એક ઉંડા ખાડાની ઉપર તેને ઘાસ અને માટી સહેજ પાથરી જમીન જેવું બનાવી ઉભી રાખે છે, તેવી હાથણીને જોઇ હાથિ કામ વિકારથી તે હાથિણીનો સ્પર્શ કરવા જાય છે, અને મોટાં ખાડામાં પડી બંધાઈ જાય છે. માછલાંને રસના ઇન્દ્રિથી કાંટામાં ભરાવેલું માંસ ગળી જાય છે, જેથી પકડાઇને પ્રાણ ખુવે છે, હરણને નાદ ઇન્દ્રિથી મહા દુઃખ થાય છે, એટલે હરણનો શિકાર કરનાર વિણા સતાર આદિ વાજિંત્રો જંગલમાં વગાડે જેના નાદથી મોહીત થઈ હરણો તે સાંભળવા આવે છે, તે વખતે શિકારીઓ તેને મારી નાંખે છે. પતંગિયાંને રૂપ ઇન્દ્રિય પ્રબળ હોવાથી મોહિત થઇ દીવામાં પડી પ્રાણ ખુવે છે. એવી રીતે એકજ પ્રકારનો વિષય મહા દુઃખ આપનાર નિવડે છે તો મનુષ્યને તો દશ ઇન્દ્રિયોના દશ પ્રકારના વિષયો પણ પ્રબળ છે, તો તે દશ પ્રકારના વિષયો તેનુ ભલુ થવા દેજ નહી. હે પરમાત્મન્ન કૃષ્ણ ! માત્ર ત્હારી કૃપા હોય તોજ તે વિષયોને જીતી ત્હારી પ્રીતીના પાત્ર થવાય છે. વિષયો તો માત્ર અતી પ્રવૃત્તીજ આપે છે. અને ત્હારી મંગળભકિતને છોડાવીને માત્ર વિષયોમાંજ પ્રીતી કરાવે છે. હે ઇશ્વર આ વિષયના ત્રાસમાંથી ત્હારાવિના બીજો કોઇ છોડાવનાર નથી.

હું અપરાધી ઇશ છું તું પ્રભુ દિન દયાળ,
બાળક જાણી બાપજી રાખો મુજ સંભાળ. ૪૦

ટીકા—હે કૃપાળુ ઇશ્વર! એવી રીતના અનેક દોષોથી ભરેલો હું અપરાધી છું, કારણ કે ત્હારા નિર્માણ કરેલા ધર્મોથી હું વિહિન છું, અને ત્હારા નિયમોનો હું સદાકાળ ભંગ કરૂં છું, નિતી અને ધર્મ ધારવામાં હું ઘણો પાછળ છું; અને એવાં અનેક કારણોથી હું ત્હારી કૃપા પામવાને યોગ્ય નથી, તેમ છતાં પણ તુ મહા દયાળુ છે, એ વિશ્વાસથી ત્હારી પ્રાર્થના કરૂં છું કે હું ત્હારો બાળક છું, મને સર્વ પ્રકારની ક્ષમા કરી મારી સંભાળ લેજે.

તાત તણો એ ધર્મ છે પુત્ર વાંક નવ જોય,
તેહ ન્યાયથી નાથજી કૃપા મુજપર હોય. ૪૧

ટીકા—હે પરિબ્રહ્મ! પુત્રનો દોષ અંતરમાં નહીં લાવતાં પિતાએ તો તેનું પોષણજ કરવું અને તેની ઉચ્ચ સ્થિતીજ ઇચ્છવી એ પુજ્ય પિતાનો ધર્મ છે, એ ન્યાયથી હે પિતા! મને સંપૂર્ણ વિશ્વાસ છે કે તું સદાકાળ મારી ઉન્નતીજ કરશે.

સહેજ કૃપા જો તુજની જનપર હોય જરૂર,
શ્રેષ્ટ થતાં શી વાર છે કૃષ્ણ કૃપા બળપુર. ૪૨

ટીકા—હે વિશ્વનાથ ! માત્ર ત્હારી સ્હેજ કૃપા જે મનુષ્યપર થઇ, તેને આ જકતમાં શ્રેષ્ટ થતાં વાર લાગતી નથી. કારણ કે હે વિશ્વંભર ત્હારી કૃપાનું બળ અપાર છે.

ગુણકા શુક ભણાવતી રામ રામ વદી વેણ,
તારી તે ત્રિભૂવન ધણી સવળાં સમજી કહેણ. ૪૩

ટીકા—હે ત્રિભૂવનપતિ ! રામ રામ એવા શબ્દો બોલીને ચતુરસેના નામની ગુણકા પોપટને ભણાવતી હતી. તેના વિના સમજનાં અને પ્રીતી વિનાનાં વચનો પણ તેં દયાળુ પિતાએ પૂર્વના ફળના ઉદયને લીધે સવળાં અને શુદ્ધ ગણી તે ગુણકાનો ઉદ્ધાર કીધો છે, તો ત્હારી દયા મનુષ્યપર થતાં તે શ્રેષ્ટ થઇ ઉદ્ધાર પામે તેમાં કાંઇ નવાઇ નથી.

મિથ્યાં વાસુદેવને દીધું આપનું નામ,
સહજ સંબંધે તારિયો દયાનિધિ ગુણ ધામ. ૪૪

ટીકા—હે દયાળુ ! મિથ્યા વાસુદેવ નામનો રાજા કે જે હે ઇશ્વર ! ત્હારી પોતાની નિંદા કરીને હું ઇશ્વર છું એમ કહેવરાવતો હતો. પરંતુ તેને પણ તમો પરમાત્મા દયાળુએ વાસુદેવનું નામ કાયમ કરી તાર્યો છે. એવા તમો ઇશ્વર દયાળુ છો.

પાપી પુતના રાક્ષશી કરવા આવી નાશ,
રીજ્યા પણ ખીજ્યા નહી સ્પર્શ થતાં અવિનાશ. ૪૫

ટીકા—હે અવિનાશિ ! જો કે પુતના પોતાના સ્તનપર વિષ ધારી તુ બાળષ્ણુનો નાશ કરવા આવી હતી. પરંતુ બાળ કૃષ્ણ રૂપ જો કે સાક્ષાત ઇશ્વરજ છે તેને ઉછંગમાં લેવાથી તું અંત રયામિનો તેના અંગને સ્પર્શ થયો તેથી તેને ઉદ્ધાર અપ્યો છે.

**એવી દયા તુજ વિણુ પ્રભુ અન્ય સ્થળે કયાં હોય,**
**તાત જગતના છો તમો દયા રાખવી જોય. ૪૬**

ટીકા—હે શુરૂડાધિશ ! આવી અપાર દયા તું પરમાત્મા વિના હું બીજે કંઇ જોતો નથી કારણુ કે લાખો અપરાધની પણુ તું દયાળુ પિતા ક્ષમા આપે છે, બીજા ગૌણુ દેવતાઓ પોતાના અપરાધની પણુ ક્ષમા કરતા નથી. તું જો કે આ જકતનો પિતા અને સરજનાર છે, એવો દયાળુ સ્વભાવ તને ઇશ્વરને ઘટિત છે.

**સુત ચડે કદી શિરપર કે તાણે પિતુ વાળ,**
**તોપણુ રીઝે તાતજી નવ આપે કદી આળ. ૪૭**

ટીકા—હે પરમ પિતા ! પુત્ર જો કે લાડ કરતો પિતાના માથા પર ચઢે અથવા માથાના કે મુછના વાળ ખેંચેઃ અને બીજી હરકોઇ રીતે પિડા આપે તોપણુ તે બાળકપર પિતાને રીસ ઉપજતી નથી, પણુ ઉલટું વહાલ આવે છે, તેવીજ રીતે તું જકતનો પિતા છે, અને અમો સર્વ બાળક ત્હારો હરકોઇ અપરાધ કરીયે, તો પણુ અમારાપર સદાકાળ તારી દયાજ છે.

**અવગુણના હરિ ગુણ તણો પિતા ધર્મ નિરધાર,**
**વત્સ પ્રહારે ગાયને પણ આપે પયધાર. ૪૮**

**ટીકા—હે** દયાનાથ ! અમારા અવગુણને પણ તમો દયાળુ પિતા ગુણરૂપ ગણી લ્યો છો, અથવા શત્રુને પણ સ્નેહી માનો છો, કારણ કે ત્હારા પરમ શત્રુ હિરણ્યકશ્યપુ, હિરણ્યાક્ષ, રાવણ કંસ એ આદિને પણ તે અભ્યપદ આપ્યું છે. એટલે પિતાનો યથાર્થ ધર્મ તું જાણે છે કે દુઃખ આપનારને પણ સુખજ આપવું, એ ત્હારો ન્યાય છે, જેમકે વાછરડું ગાયને ધાવતી વખતે માથાં મારી પીડા આપે છે. તોપણ ગાયતો પોતે માતૃ ભાવથી વાછરડાને દુધજ આપે છે. અને સ્નેહથી ચાહે છે.

**સર્વ થકી આ જગતમાં શ્રેષ્ટ કૃપા તુજ નાથ,**
**જન્મ મરણનો ભય મટે અંતે રહે હરિ સાથ. ૪૯**

**ટીકા**—હે વિશ્વંભર ! આ જકતમાં સરવથી ત્હારી કૃપા શ્રેષ્ટ છે, કારણ કે જો કોઈ રાજાની કે કોઇ ધનવાનની કૃપા હોય ! તો તેને અન્ન ધન વિગેરે આપી તેનાં સંકટ કાપે છે. પરંતુ તે સુખ પોતાની જીંદગી સુધીજ પહોંચે છે, પણ યમના દૂતોનો માર કોઇ મુકાવી શકતું નથી. પરંતુ હે ઇશ્વર ! ત્હારી કૃપાતો અનંતકાળ સુધી લખચોરાશીનો ફેરો છોડાવીને અખંડ સુખ આપે છે, અને અચળ પદની પ્રાપ્તી કરાવી ગોલોક વૈકુંઠ આદિ ધામમાં પોતાની સાથે રાખે છે.

**એવા ગુણ તુજના પ્રભુ જનપર રહે જરૂર,**
**સ્નેહ ઘણો તુજ શામળા માનવી ઉપર મુળ. ૫૦**

ટીકા—હે કરૂણાળુ પ્રભુ ! એવા અતુલ ત્હારા ગુણ, ત્હારો ઉપકાર, અને ત્હારી દયા એ સર્વ મનુષ્ય જાતીને માટે ઘણો છે. એટલે તું પરમાત્માને મનુષ્ય ઘણાં વહાલા છે અને વિચાર કરતાં નિશ્ચય છે. કે આ પૃથ્વી, સૂર્ય, ચન્દ્ર, પર્વત, સમુદ્ર, સરિતાઓ, એ આદી સર્વ સુખકર વસ્તુઓ તે માણસને માટેજ સરજી છે, એજ ત્હારી પુર્ણ દયા દેખાય છે.

**અગણિત કળા અધિક બળ લીલા અપરમ પાર,**
**તુજ કૃતી કયમ સમજાય પ્રભુ તું જગ સરજનહાર. ૫૧**

ટીકા—હેશ્રી કૃષ્ણ ! ત્હારી કળા, ત્હારૂ બળ અને ત્હારી લીલા એ અપરમપાર છે, તેનો અંત આવે એમ નથી તેમજ આ જકતનો તું બનાવનાર મહા સમર્થ છે, તો ત્હારી એવી અદભૂત કૃતી એક ક્ષુદ્ર માનવીથી કેમ સમજી શકાય વારૂ ! !

**ભક્ત સુદામાને પ્રભુ દાખવી લીલા અપાર,**
**પલક એક માટે રચ્યો અદભુત અંગ સંસાર. ૫૨**

ટીકા—હે પરમાત્મને ! સુદામાં જે ત્હારો પરમ ભકત હતો છતાં તારો ભેદ તે જાણી શકયો નહીં અને ત્હારી અકળ લીલામાં ભરમાઇ ગયો. અને સ્વપ્નરૂપ નદીમાં સ્નાન

કરતાં ડુબકી મરાવી સુદામાને એક સાગરના બેટમાં લઇ જઇ ત્યાં સ્ત્રી પુત્ર વિગેરે મહા દુઃખ અને પાપ રૂપ સંસાર મંડાવ્યે અને તેને વર્ષોના વર્ષો વહી ગયાં લાગ્યું. પરંતુ ડુબકીથી બ્હાર નિકળતાં સર્વ જતું રહ્યું અને આવી પ્રભુની અકળ લીલાથી સુદામાં વિષ્મય પામ્યો. (સુદામાની અકળ લીલાના પુસ્તકમ આ વાત રસ ભરી રીતે વર્ણવી છે તે જુઓ)

**અરજુન સખા શ્રી કૃષ્ણના પણ હરિઓ તન ગર્વ,**
**જેણે ભારત દળ હર્યું તે થયો ચોરને શર્ણ. પ૩**

ટીકા—હે ભગવાન! અરજુન જો કે ત્હારા પરમ મિત્ર હતા. તો પણ તેમનાં અંતરમાં ગર્વ ઉપજ્યો, તે ગર્વને હરવ માટે તેં મધુ સુદન ભગવાને અરજુનના સર્વ બળનું હરણ કર્ય લીધું અને જેણે મહાભારત સંગ્રામમાં અઢાર દિવસ અચળ રહી ઘોર યુદ્ધ કરી ભિષ્મ પિતા! દ્રોણગુરૂ, કૃપાચાર્ય કર્ણ જેવા સમર્થ યોધ્ધાનો સંહાર કીધો. તેજ બળ પોતાની પાસે હોવ છતાં પણ તે અરજુનનાં વસ્ત્રો અને આયુધો કાબા જાતના એક બે લુટારૂએ લઇ લુંટી લીધા. અને ત્યાં તેમનાથી કંઇ પણ થઇ શક્યું નહીં. એ પણ માત્ર તારી લીલાનો પ્રભાવ છે.

**એમ ગણાવું કેટલા ગણે ન આવે પાર.**
**તુજ ગતી ગણતાં ગુણનિધિ હારે સહુ સંસાર પ૪**

ટીકા—હે દયાનિધિ ! એવાં તારાં અપાર કાર્યો, અપાર ગતિ, અને અપાર લીલા છે. તે ગણુતાં પાર આવે તેમ નથી. અને ત્હારા ચમત્કારનો નિર્ણય કરતાં આખું જક્ત હારી જાય છે.

રૂપ ગુણ બળ બુદ્ધિ બહુ કોથકી નવ સમજાય.
વર્ણન નવ થાયે પ્રભુ ગતીમાં સહુ ઘુચાય. ૫૫

ટીકા—હે ઇશ્વર ! વળી ત્હારૂં શું રૂપ છે ! ત્હારૂ બળ કેટલું છે, ત્હારા ગુણ કેવા છે, અને તારી બુદ્ધિ કેટલી છે, એ વિગેરે કોઇથી સમજી શકાય તેમ નથી. તેમજ ત્હારી અપાર લીલામાં બ્રહ્મા સરખા ભુલા પડી જાય છે, એટલે ત્હારી લીલા અને મહિમા જાણવા કોઇ સમર્થ નથી.

રૂપ રંગ લક્ષણ કવણ કવણ અવયવ આકાર
હાથ પાદ શિરનયન કયમ નિરાકાર સાકાર, ૫૬

ટીકા—હે પરમાત્મને ! ત્હારૂ રૂપ કેવું છે. ત્હારો રંગ કેવો છે, ત્હારાં લક્ષણ કેવાં છે, તારા અવયવ અને આકાર કેવો છે, તેમજ તારા હાથ, ત્હારા પગ, ત્હારૂ શિર વિગેરે કેવાં છે. અથવા તું આકારવાળો છે કે નિરાકાર છે, એ વિગેરે ત્હારી ગતીની કોઇને માલમ પડતી નથી.

કોઈ કહે સાકર છે નિરાકાર કહે કોઈ.
ચાર ભુજા કોઈ વદે શાહસ્ત્ર ભુજા હરિ સોઈ. ૫૭

ટીકા—હે ભગવાન ! કોઇ કહે છે કે ઇશ્વર સાકાર છે. કોઈ કહે છે કે ઇશ્વર નિરાકાર છે એમ બેઉમત વાદીઓના વિવાદો હજારો વરસ થયાં ચાલ્યાજ કરે છે, તો પણ તેનો નિર્ણય થતોજ નથી. અથવા સમર્થ મહાત્માઓ પણ આગળ તેનો નિર્ણય કરી ગયા નથી. અને એક શાસ્ત્ર સાકાર કહે છે, તો એક શાસ્ત્ર નિરાકાર કહે છે. વળી કોઈ ઇશ્વરના ચાર ભુજા કલ્પે છે. કોઇ શહસ્ત્ર ભુજા કહે છે. હે પરમાત્મને ! માત્ર એટલુંજ કહેવાનું છે કે ત્હારી કૃતીની કોઇને માલમ નથી. ત્હારી કળા અપાર છે. વળી-

**ભુપ તમો ભગવંત છો સકળ જક્ત કિરતાર.**
**રંક બનીને રાયજી ગયા કરણને દ્વાર. ૫૮**

ટીકા—હે વિશ્વનાથ ! તું જો કે આખા જકતનો મહારાજા સ્વામી અને જકતને ઉત્પન્ન કરનાર છે, ધનની કે કોઇ વાતની તારે કમી નથી, કારણ કે સાક્ષાત્કાર લક્ષ્મિજી પોતેજ ત્હારા પાદ નીચે વશેલી છે, છતાં હે માધવ ! કેવળ રંક, ગરિબ અને અનાથનું રૂપ લઇ કરણરાજાને દ્વારે તમો ભિક્ષા માગવા ગયા, અને કરણની પાસેથી માત્ર દાતે જડેલી સોનાની રેખા માગી ! હે પ્રભુ ! ત્હારે જો કે સોનાની કે રત્નોની કમી નથી, પરંતુ કેવળ ગરીબ બની યાચના કરવાનું કારણ અમો માનવી શું સમજી શકીએ ! !

**ધનપતિ થઇને હે પ્રભુ દીધાં અગણિત દાન,**
**પણ વામન બલિ દ્વારમાં જઇ યાચ્યા ભગવાન. ૫૯**

**ટીકા—હે** ગુરૂડાધિશ ! તું મહા દાનેશ્વરી થઈ લાખો ભિક્ષુકોને કોટી ધનનું દાન આપે છે, તેમજ હજારો યજ્ઞ કરીને ત્હારી કીર્તિ જકતમાં પ્રસિધ્ધ છે, તો પણ વામન બ્રાહ્મણનું રૂપ ધારણ કરી બલિરાજાના દ્વારમાં ત્રણ ડગલાં પૃથ્વીની યાચના કરવાનું શું કારણ હશે ! તે અમો ક્ષુદ્ર મનુષ્ય ત્હારા ભેદની વાત શું જાણીએ. હે ઇશ્વર તું મહા સમર્થ છે.

**એક બાણુથી બળવડે કીધ રાવણ સંહાર,**
**કાળ યવનથી કયમ બન્યા કાયર હે કીરતાર. ૬૦**

**ટીકા—હે** ભકત વત્સલ ભગવાન ! તેં મહા સમર્થ પ્રભુએ દરેક અવતારે અવતારે અગાધ બળ વાપરી અનેક અસુરોનો સંહાર કીધો, તેમજ ત્હે રામ રૂપે માત્ર એકજ બાણુ વડે તાડિકા, સુર્પણખા સુબાહુ અને રાવણ કુંભકરણ આદિ અપાર યોદ્ધાનો સંહાર કીધો, તેજ તું કૃષ્ણરૂપ પરમાત્મા કાળયવન નામના રાજાના ત્રાસથી હારીને મથુરા નગરીનો ત્યાગ કરી દ્વારીકાં વસાવી ત્યાં રહેવું પડયું. હે નાથ ! તે વખતે શું ત્હારૂં સામર્થ્ય કઇ દૂર હતું? પરંતુ તેમ કરવામાં ત્હારી શું ધારણા હશે. અથવા શા કારણથી તેમ કીધું હશે, તે મનુષ્ય જાતી ત્હારી કૃપા વિના શું જાણી શકે! !

**પળ પળમાં પ્રકટો તમો વિધ વિધ વેશ વિચિત્ર.**
**પળમાં થાઓ પ્રેમદા પળમાં સાધુ પવિત્ર. ૬૧**

ટીકા—હે ઇશ્વર ! વળી પળપળમાં તમો અનેક પ્રકારથી વિવિધ વેશોને ધારણ કરો છો. એટલે ઘડીમાં વૃદ્ધ બની જાઓ છો, વળી ઘડીમાં બાળક બનો છો. વાસુદેવને બ્રહ્મનો ઉપદેશ આપ્યો તે વેળાએ પોતે બાળક છતાં પણ શંખ ચક્ર ગદા પદ્મ ધારી મહાપુરૂષ થયા અને કાલાગૃહમાંથી ગોકુળમાં લઇ જતાં નાના બાળક બન્યા. વળી દૈત્યોની પાસેથી અમૃતનો, કુંભ લેવા માટે સ્ત્રી રૂપ મોહિની બન્યા, અને જાળંધરની સ્ત્રી વૃંદાનું વૃત ભંગ કરી જાળંધરનો સંહાર કરાવવા માટે મહા તપ ધારી સાધુ રૂપે થયા, એમ સ્થળે સ્થળે તારી કૃતી ગતી અને લીલા અપાર છે.

**એવા અકળ અમાપ છો પણ ભકતને આધિન,**
**ભકતનું દુઃખ સ્હેવાય ના ગણો કદિ નહિ ભિન્ન. ૬૨**

ટીકા—હે પુરૂષોત્તમ ! તું અકળ એટલે કોઇના કળ્યામાં કે માપમાં ન આવે તેવા છે, તો પણ તું ભકતજનોને આધિન છે. ભકતની જે ઇચ્છા તેજ ત્હારી પોતાની છે તેમજ ભકતનું સંકટ ત્હારાથી દેખી શકાતું નથી. અને તું પરમાત્માએ માત્ર ભકતોનાજ કલ્યાણ માટે આ પૃથ્વીપર અનેક અવતાર ધારણ કરી તેમને સુખ આપ્યું છે.

**ભીડ પડે જ્યાં ભકતને ત્યાં ત્યાં થાઓ સ્હાય,**
**કૃપા કરીને કૃષ્ણજી કરતા અતી રક્ષાય. ૬૩**

*ટીકા*—હે ભક્તવત્સલ ! જે જે સ્થળે ત્હારા ભકતજનને કાંઇ દુ:ખ થયું તો તેજ વખતે તે સ્થળે જઇ તમો અંતરયામિ તેને સહાય કરો છો.

**ગજને ગ્રાહે ઝાલીયો સાગર તટ મોઝાર,**
**ગજેન્દ્ર થઇ ગોવિંદજી તાર્યો ગજ નિરધાર. ૬૪**

*ટીકા*—હે દયાળુ પિતાશ્રી ! હાથિ જે કે ત્હારો પરમ ભકત હતો ! તેને સમુદ્રના એક સમર્થ મઘરે પકડયો, ને ખેંચી જવા લાગ્યો, તે વેળાએ એ હાથિએ ત્હારી સ્તુતિ કીધી જેથી તુ ભકતવત્સલ પ્રભુએ ગજેન્દ્ર મોક્ષ એ નામનું રૂપ ધારણ કરી હાથીને મગર થકી મુકત કીધો.

**ભકત અધિક અમરિષ પ્રભુ સેવા કરે અપાર,**
**શ્રમિત થએલા જોઇને નાખો પવન મોરાર. ૬૫**

*ટીકા*—હે વિશ્વનાથ ! ત્હારો પરમભકત અમરિષ રાજા ત્હારી સેવા માટે સર્વ સાહિત્ય પોતે તૈયાર કરતો, એ અમરિષ જયારે ઘઉં દળતો હતો ત્યારે તેના શરીરે પરશેવો વળતો જેથી તું દયાળુ પિતાને તેની દયા આવવાથી તું પોતેજ તેનાં પરશેવા દૂર કરવા પવન નાખતો હતો.

**લાક્ષા ગ્રહથી ઉગારીયા પાંડવ બળતા પાંચ,**
**માંજારિનાં બાળને અડી ન ઉની આંચ. ૬૬**

ટીકા—હે . કેશવ ! ત્હારા પરમ ભકત જે પાંચે પાંડવો દુર્યોધનના કપટથી લાક્ષા ગૃહમાં બળી મરતા હતા. ત્યાં તેઓને બચાવ્યા તેમજ ત્હારો ભકત કુંભાર કે જેના હાંડલામાં બિલાડીનાં બચ્ચાં હતાં તે હાંલ્લુ અજાણતાં નેમામાં મુકી દીધું, અને તેમાં અગ્નિ સળગાવ્યા પછી તેને જણાયાથી પસ્તાવો કરી ત્હારી સ્તુતી કરવા લાગ્યો, જેથી તે માંજારીના સર્વ બાળકોને અગ્નિનો સ્પર્શ પણ થયો નહી. અને જીવતાંજ રહ્યાં.

**મીરાં વિષ અમૃત કર્યું રાખી તેની લાજ,**
**નરસિંહ મહેતાનાં પ્રભુ કીધાં અગણિત કાજ. ૬૭**

ટીકા—હે ભગવાન ! મેવાડના રાણા કુંભાજીની સ્રી મીરાંબાઇ ત્હારી પરમ ભકત હતી. પરંતુ તેવી ભકતી અને સાધુ વૈરાગિઓ સાથે રહેવાનું રાણાજીને ગમ્યું નહીં, તેથી તેને ઝેર દઇ મારી નાખવા ઝેરનો કળસ ભરીને તેને પીવા મોકલ્યો, મીરાંબાઇ ત્હારૂ નામ દઇ પી ગયાં, પરંતુ ત્હારી કૃપાવડે તે ઝેર મીરાંના ઉદરમાં અમૃત રૂપ થઇ ગયુ. વળી નરસિંહ મહેતા તે પણ ત્હારા પરમભકત હતા, જેની હુંડી સ્વીકારી પુત્રીનું મોસાળુ કર્યું, પિતાનું શ્રાદ્ધ કર્યું ! હાર આપ્યો, એમ તેં ભકતોને માટે અગણિત કામ કીધાં.

**ત્રણ રિપુથી તાર્યો તમો કરી કપોત રક્ષાય**
**સંકટ જાણી ભકતનાં કરવા આવ્યા સ્હાય. ૬૮**

ટીકા—હે વિશ્વનાથ ! કપોત નામનો પક્ષી કે જે પૂર્વના જ્ઞાનથી ત્હારો ભકત હતો, તેને એક મોટો અજગર ગળવા તૈયાર હતો. બીજો માથાપર બાજ પક્ષિ તેને પકડવા તૈયાર હતો, અને ત્રીજો પારધી તેને બાણ મારવાની તૈયારીમાં હતો, એવી રીતે એ કપોત ( હોલો ) ત્રણ રિપુથી મહા સંકટમાં આવી પડયો હતો. પરંતુ તું દયાળુ પ્રભુએ એ ત્રણે દુશ્મનોમાંથી તેને ઉગાર્યો, એટલે અજગર કપોતને ગળવાને બદલે પારધીને આવીને ડશ્યો, અને અજગરના ડસવાથી પારધીનું બાણ છુટી ગયું તે બાજને જઇને લાગ્યું, જેથી બાજ મરણ પામ્યો. અને કપોત જે ત્હારી ભક્તિ કરતો હતો તે બચ્યો. એવી ભક્તપર ત્હારી પુર્ણ દયા છે.

**કીધાં કામ અનેક ત્હેં ભક્ત તણાં ભગવંત,**
**પંચાલીનાં પુરીયાં ચીર ચરતુ બળવંત. ૬૯**

ટીકા—હે બળવાન કૃષ્ણ ! ત્હેં ભકત જનોનાં અનેક કામ કીધાં છે, જે ગણતાં પાર આવે તેમ નથી હે પ્રભુ ! ત્હેં કૃષ્ણ પરમાત્માએ ભરી સભામાં દ્રૌપદીને નવસો નવ્વાણું ચીરપુરી તેની લજ્જા રાખી. હે કૃષ્ણ ! તું મહા બળવાન છે.

**શ્વપચ સુત નારાયણો સ્મરતાં સુંદિર શ્યામ,**
**દૂર થયા યમ દૂત તવ પામ્યો વૈકુંઠ ધામ. ૭૦**

**ટીકા**—હે વિશ્વંભર ! ચંડાલ જાતના એક મનુષ્યને નારાયણ નામનો પુત્ર હતો, તેના ઉપર તે ચંડાલને ઘણો સ્નેહ હોવાથી અંતકાળે નારાયણ પુત્રને વારંવાર પોકાર કરીને બોલાવતો હતો, પરંતુ તે નામના પ્રતાપથી યમના દૂત તે ચાંડાલ પાસે આવી શકયા નહી. અને નારાયણ એ નામના પુણ્યથી ચાંડાલ વૈકુંઠ ધામને વિષે ચાલ્યો ગયો.

**રાખ્યાં ગજ ઘંટા તળે બાળ વિહંગમ આપ,**
**તેલ કઢા શીતળ બની હે પ્રભુ તુજ પ્રતાપ. ૭૧**

**ટીકા**—હે મધૂસુદન ! તાર્ક્ષી નામની પક્ષિણી મહાભારતનું યુદ્ધ જોવા આવી હતી, પરંતુ ત્યાં તેનો પ્રસવકાળ થઇ તેનાં ઇંડા યુદ્ધ ક્ષેત્રમાં પડયાં તે પક્ષિણી એ તું પરમાત્માનું સ્મર્ણ કીધું જેથી ઇંડાપર દુર્યોધનના ઉન્મત હાથિની ઘંટા તેજ સ્થળે ત્હારી કૃપાથી છુટી તે ઇંડા ઉપર આવી પડી, અને ઇંડાનું રક્ષણ થયું વળી સુધન્વા જે ત્હારો ભકત, તેના પિતાએ તેને ઉકળતા તેલમાં નાખી દેવા આજ્ઞા કરી હતી પરંતુ તું પરમાત્માની કૃપાવડે તે ઉકળતું તેલ પણ શીતળ થઇ ગયું.

**લક્ષ વર્ષ વદતાં પ્રભુ આવે નહી ગુણુ અંત,**
**કારજ ત્હારાં કોટિ વિધ ભણુ કેમ ભગવંત. ૭૨**

**ટીકા**—હે ભગવાન ! ત્હારાં મહા ઉજ્વળ જશ અને અને ભકતજનોને સુખી કરવા રૂપ કાર્ય તેનું વર્ણન હું લક્ષ વર્ષસુધી કર્યા કરૂં તોપણુ તે ગુણનું કથન સંપૂર્ણ થાય તેમ નથી તેથી એટલોજ સાર ગ્રહણુ કરવાનો છે કે તું અપાર શકિતવાળો છે.

**બહુ બળવંતા બાપજી ગતી મતી અગમ અપાર,**
**તુજ કૃતીમાં શંકા કરે નિશ્ચય તેહ ગમાર. ૭૩**

**ટીકા**—શ્રીકૃષ્ણુ ભગવાન ! તું મહા સમર્થ છે, તેમજ ત્હારા કાર્ય અને બુધ્ધિ વગેરે કોઇથી કલ્પી શકાય નહી તેવી છે. તેમ છતાં ત્હારા કાર્યમાં કે બુધ્ધિમાં જે પુરૂષ શંકા કરે અથવા તેમાં દોષ જુએ તે ખરેખર મૂર્ખજ સમજવો.

**તું સચરાચર વ્યાપ્ત છે તું અજરામર ઇશ,**
**જગ સરજક પાલક પ્રભુ સંહારક જગદિશ. ૭૪**

**ટીકા**—હે પરમાત્મને ! સચરાચર જકતને વિષે તું વ્યાપેલો છે, અને તું જન્મ મરણુ બાલક યુવા વૃધ્ધ એ આદિ સર્વ ઉપાધી રહિત છે, તેમજ શુધ્ધ તેજોમય નિર્ગુણુ બ્રહ્મરૂપ

તે તુંજ છે, અને આ સકળ જકતને ઉત્પન્ન પાલન અને સંહાર કરનાર એ રીતે ત્રિગુણાત્મક બ્રહ્મા વિષ્ણુ અને શિવ એ સર્વે તું પોતેજ છે.

**તેમ છતાં પણ તુજને કહે મનુષ્ય મતી હીન,**
**જન્મ મરણ તુજ નાં લહે ગણે માયામાં લીન. ૭૫**

ટીકા—હે માધવ! તું સર્વથા ઇશ્વર છે, તેમ છતાં કોઈ મંદ બુધ્ધિનો ત્હને મનુષ્ય સમાન ધારે! અથવા ત્હારો અવતાર થયો કે જન્મેલો માને, અથવા માયામાં લીન થયેલો ધારે તેવો પુરૂષ ખરેખર અજ્ઞાન અને પશુ સમાન જ્ઞાનવિનાનો જાણવો.

**જન્મ થયો તુજનો ગણે દીધ વાસુદેવ ઉપદેશ,**
**દ્વાર ખુલ્યાં જળ માર્ગ દીધ થયા સહાય શિરશેષ ૭૬**

ટીકા—હે કૃષ્ણ! જો ત્હારો જન્મ થયો એમ કોઈ અજ્ઞાનિજન ગણતો હોય તો તેની મોટી ભુલ સમજવી! કારણ કે જો દેવકીજીના ઉદરથી કૃષ્ણ પરમાત્માએ જન્મ લીધો હોય! તો જન્મ થતા સાથેજ ચતૂર્ભુજ શંખ ચક્ર ધારણ કરીને બંધીખાનામાં વાસુદેવને જ્ઞાન આપ્યું, અને ગોકુળમાં લઇ જતી વેળાએ જમનાજીનું જળ સ્થંભી ગયું અને માર્ગ આપ્યો, તેમજ શેષનારાયણે પોતાની ફણા ધરી મેઘનાં બિંદુઓ રોકયાં ઇત્યાદી ચમત્કારિક કાર્યો મનુષ્યનાં સંભવતાં નથી. તું તો પોતે અજન્મા તથા ત્રણે કાળ સમાન કેવળ નિરગુણ બ્રહ્મરૂપજ છે.

**વળી બાળાપણુ માનતાં સંભવ નથી સુરેશ,**
**સકટ બગાસુર પુતના કયમ મારો લઘુ વેશ. ૭૭**

ટીકા—વળી હે પરમાત્મને કૃષ્ણ ! તમો બાળક છો, અથવા વાસુદેવને દેવકીના પુત્ર છો, અથવા નંદજીના કે યશોદાના બાળક છો, એ માનવું બિલકુલ સંભવતુજ નથી. કારણ કે જો તમો બાળક હો તો સકટાસુર બગાસુર અને પુતના એ આદિ અનેક રાક્ષસોને માત્ર લીલા વડેજ સંહાર કીધો છે તો બાળકથી આવાં મહાન કાર્યો કેમ બને ? માટે તું પરમાત્મન ઇશ્વરનામાં બાળકપણું કે મનુષ્યપણું સંભવતું નથી. તું આ સચરાચર જકતને ધારણ કરનાર છે, એ સિદ્ધ છે.

**નિશ્ચય મન સાથે લહ્યું છો હરિ અખિલ ઉજાસ,**
**રે પ્રભુ જગપતિ જગપતિ હું દાસનો દાસ. ૭૮**

ટીકા—હે પરમાત્મને તું આ જકતનો કર્તા અને આખા જકતને પ્રકાશિત કરનાર છે. એટલે હે ઇશ્વર તું આ જકતનો સ્વામી છે, અને હું ત્હારા દાસનો દાસ છું એ નિશ્ચય જાણું છું વળી-

**શ્રીપતિ હું શરણે પડયો પાવન કરો કૃપાળ,**
**અવર નથી આધાર મુજ દાતા પરમ દયાળ. ૭૯**

ટીકા—હે લક્ષ્મીપતિ ? હું જો કે ત્હારે શરણ પડયો છુ, માટે મને પાવન કરો ! હે પરમ દયાળુ અને મહા દાતા શ્રીકૃષ્ણ ચન્દ્ર ! મારે તું વિના બીજા કોઇને આધાર નથી.

**પાવન કરતાં પતિત જન પ્રભુ નહી તુજને વાર,**
**જાણી દાસ દયા નિધિ પાવન કરો મુરાર. ૮૦**

ટીકા—હે મુરારિ ! પતિત મનુષ્યને પણ પાવન કરતાં તું ત્રિભૂવન ધણીને વાર લાગતી નથી, તો હું જો કે પતિત છું પણ ત્હારે શરણ છું, માટે મને પાવન કરો !

**મન વચન કર્મ થકી પ્રભુ કરૂં હું અવિહિત કાજ,**
**પડીઓ વિષય કુછંદમાં ક્ષમા કરો મહારાજ ૮૧**

ટીકા—હે પ્રભુ ! મનવાણી અને કાર્યવડે હું અનેક પ્રકારનાં દુષ્કર્મ અને અવળાં કાર્યો કરૂં છું. વળી અનેક પ્રકારથી વિષયના કુછંદમાં પડેલો છું એવો હું પાપી અને દોષવાન છું, તથાપિ હે પરમાત્મન ! હું ત્હારે શરણ છુ, માટે મને ક્ષમા કરો.

**મુજ અપરાધ ગણો તમે ગતી ન લીધે નાથ,**
**શરણ પડયો છું શામળા ગ્રહો તેથી મુજ હાથ. ૮૨**

ટીકા—હે પ્રભુ! જો તું દયાળું મ્હારા અપરાધ સામુ જોશે તો કદી મારી ગતી થાય તેમ નથી, અથવા હું તારી દયાને પાત્ર નથી, પરંતું હું ત્હારે શરણુ આવેલો ત્હારો દાસ છું, એટલુંજ વિચારી તું દયાળુ મારો હાથ ગ્રહણ કર!

હે ગોવર્ધન ગિરિ ધરણુ હરણુ કંશ કલિરૂપ,
શરણુ પડયો સેવક સદા વિશ્વનાથ જગભૂપ. ૮૩

ટીકા—હે ગોવર્ધન ગિરિરાજ ને પોતાના સામર્થ્યથી ધારણુ કરનાર! તથા મહા પાપ રૂપ કલિ સમાન કંશ દુરાત્માનો વધ કરનાર કૃષ્ણ! હું ત્હારા ચરણુનો ચાકર ત્હારે શરણુ છું. અને તું જક્તનો સ્વામી અને વિશ્વનો રાજા છે.

તુંહી માત તુહી તાત છે તુંહી મુજ જીવન હાર,
ધન મિલકત તુંહીં નામની તુહી મુજ સહુ આધાર ૮૪

ટીકા—હે પરમાત્મા કૃષ્ણ ચન્દ્ર! મારાં સાચાં માતા પિતા તે તું છે અને મારા જીવનના આધાર ભૂત પણુ તુંજ છે, અને વળી મારી ધન મીલકતની સંપત્તિ આદિ સર્વ વસ્તુ તે પણુ તુંજ ઇશ્વર છે. અને મારે સદાકાળ ત્હારા પવિત્ર નામનોજ આધાર અને આશરો છે.

આદિ અનાદિ અખંડ તુહી તુહી તુહી સુખ સર્વ,
ગિરિવરધર ઘટમાં વસો પડયો શરણુ તજી ગર્વ. ૮૫

ટીકા—હે વિશ્વંભર કૃષ્ણ ! સર્વથી પ્રથમ તે તું છે, મને અંતે પણ તું છે, તું અખંડિત છે, અને આ જકતમાં ંજ મનુષ્ય પ્રાણી માત્રનો સુખનો દાતા છે. હે ગિરિરાજના ધર-ાર કૃષ્ણ ! તું મ્હારા અંતરમાં વાસકર, હું ત્હારે શરણ પડયો છું

રોક રૂપૈયા માહરા કૃષ્ણ કૃપાનિધિ નામ,
એહ અચળ ધન આવશે કઠણ વેળાએ કામ. ૮૬

ટીકા—હે દયાસિંધુ ! મ્હારી પાસે રોકડ ધન કે પુંજી એમાંનું કાંઇ નથી, માત્ર ત્હારૂં નામ તેજ મારી ધન મિલકત છે. અને મારી કઠણ વેળાએ એટલે અંતકાળ સમયે એ ત્હારા ામ રૂપી ધન છે તેજ કામ આવનાર છે. તુંજ પ્રભુના નામ ેના બીજું કંઇ કામ આવનાર નથી.

મૃગજળ સમ મિથ્યા જગત સત્ય કૃષ્ણ તુજ નામ,
કૃષ્ણ કૃષ્ણ સુખ સમરતા સુધરે સઘળાં કામ. ૮૭

ટીકા—હે ભગવાન ! આ જક્તના સર્વ ધન છે, તે ૃગજળ સમાન મિથ્યા છે, કારણકે ઝાંઝવાંના પાણીથી તૃષા ટતી નથી, તેમ એ માઇક ધનવડે પરલોકમાં સુખ મળતું ાથી. માત્ર ત્હારૂં નામ છે તેજ સર્વ પ્રકારનાં અક્ષય સુખને પાપનાર છે, અને સર્વ કામ સુધારે છે.

ભવ દધિ જળ તરવા તણું નૌકા પ્રભુ તુજ નામ,
અડચણ નવ આવે કદી પહોંચાડે સુખ ધામ. ૮૮

ટીકા—હે પરમાત્મને ! આ સંસાર રૂપ મોટો સમુદ્ર છે, તેને તરવા માટે ત્હારૂ નામ એ શ્રેષ્ટ વહાણુ છે, અને એ વહાણુમાં બેશી આ સંસાર મહોદધિ ઉતરતાં કોઇ જાતની અડચણુ નડતી નથી. અને ત્હારૂ ધામ જે મહા સુખરૂપ છે તેને વિષે નિશંક પહોંચી જવાય છે.

**એહ નામ રૂપ નાવમાં હું બેઠો બળવીર,**
**તરવા આશા ભવદધિ ધર્યું શરણુ પ્રભુ શિર. ૮૯**

ટીકા—હે દયાળું ! ભવદધિ તરવાની આશાએ એવા ઉત્તમ ત્હારા નામરૂપ નાવમાં બેઠો છું, અને ત્હારા શરણુમાં મ્હારૂં મસ્તક મુકયું છે.

**મોહ રૂપ મહા વ્યાધિનું અમૃત ઔષધ આપ,**
**મુખ દર્શન અમૃત થકી ટળે સર્વ સંતાપ. ૯૦**

ટીકા—હે કૃષ્ણુ ! આ જકતના વિષયોમાં મોહ છે, એ મોટો રોગ છે. તે રોગનું ઔષધ ત્હારા નામ અને ત્હારા રૂપનું દર્શન એજ અમૃત રૂપ છે. અને તે ઔષધથી સર્વ પ્રકારના સંતાપો દુર થઇ તું પરમેશ્વના ચરણુ કમળની પ્રાપ્તી થાય છે.

**મોક્ષ રૂપ શ્રી કૃષ્ણુ તજી અવર દેવને ચ્હાય,**
**શિલા નાવમાં બેસતાં ઉદધિ નહી ઉતરાય. ૯૧**

ટીકા—હે પરમપિતા ! તુંજ સર્વ મનુષ્ય અને પ્રાણી માત્રના મોક્ષનું ધામ છે. એવો તું કૃપાવંતને ત્યજીને જે કોઇ બીજા ગૌણ દેવનું શરણ લે છે. તેને મહા દુર્લભ એવું જે ત્હારૂ સત્યધામ પ્રાપ્ત થતું નથી. એટલે જેમ પથ્થરના નાવમાં બેસી સમુદ્ર ઉતરવા કોઇ ચાહે તો તેમ બનેજ નહી તેમ તું પરમાત્માને ત્યજી બીજાનો આશરો ગ્રહણ કરે તે ઘણા કાળ સુધી મોહ રૂપ વિષમ જળમાં બુડેલોજ રહે છે.

**કલ્પ વૃક્ષ શ્રીકૃષ્ણને સેવે સહુ સુખ હોય,**
**શામળ દ્રુમને સેવતાં લાધે નહી ફળ સોય. ૯૨**

ટીકા—હે પરમાત્મને ! કલ્પવૃક્ષ એટલે ઇચ્છીત ફળ આપનાર એવો તો માત્ર તુંજ દયાળુ છે, અને સર્વ સુખનો આપનાર તુંજ છે, જેમ શામળ નામના વૃક્ષને સેવેથી કંઇ ફળ પ્રાપ્ત થતું નથી. તેમ ગૌણ દેવતાઓની સેવાથી અંતકાળે સુખ મળતું નથી.

**તજી કૃષ્ણ તુજને કદી ઇચ્છે અવર ઉપાય,**
**ગૌરી તજી માહષને ખાંતે દોહોવા જાય. ૯૩**

ટીકા—હે શ્રીકૃષ્ણ ! તું કૃપાળુ ઇશ્વરની શેવા તજીને કોઇ મનુષ્ય બીજા ગૌણ દેવની ઉપાસનામાં સારા ફળની આશા રાખે તે જેમ કોઇ મૂર્ખ માણસ કામદુધા ગાયને તજીને પાડાને દોહવા ઇચ્છે, અથવા પાડાના દૂધની આશા રાખવા જેવું છે.

**કૃષ્ણ ભક્તિ ત્યજી ભાગ્યહિણ અન્ય આશરે જાય,**
**ગંગા તારે ઘેલડો કૂપ નિરમાં ન્હાય. ૯૪**

ટીકા—હે કૃષ્ણ! તું દયાળુનાથને તજીને કોઇ બીજા દેવનું શરણું ગ્રહણ કરે છે, એટલે શાસ્ત્રોએ પ્રમાણ કરેલા પંચાયતન દેવતાઓ જે વિષ્ણું શિવ, ગણપતી, સૂર્ય, અને શક્તી એ પાંચ દેવોને જે એક બ્રહ્મ રૂપે ગણેલા છે, અને તે વિના બીજા દેવોને ગૌણ (હલકા) દેવો ગણેલા છે, તેવા દેવોની સેવા જેઓ કરે છે, તે ભાગ્યહિન છે, જેમ કોઇ મનુષ્ય ગંગાના કિનારાપર જઇ કુવાના પાણીએ નહાય છે તે જેમ મૂર્ખ છે તેમજ તું ઇશ્વરને મુકી અન્યની સેવા કરે છે તે પણ મૂર્ખજ છે.

**કૃષ્ણ સ્તવન આ કોટિ વિધ સદા મોક્ષનું ધામ,**
**ગોવર્ધન જગ જીતીયો પામી નૌત્તમ નામ. ૯૫**

ટીકા—આ શ્રી કૃષ્ણ ભગવાનની સ્તુતી એ સર્વ પ્રકારે મોક્ષ આપનાર છે. સ્તુતી કરતાં હું ગોવરધન ઉત્તમ નામ જપી જકત જીત્યો છું.

**નવ ઇચ્છું ધન સંપત્તિ નવ ઇચ્છું સુખધામ,**
**ગોવરધન ઇચ્છું સદા મોહનર તુજ નામ. ૯૬**

ટીકા—હે પરમાત્મા કૃષ્ણ! મારે ધનની કે સંપત્તિની કે અન્ય સુખની કે સારા મહેલની એ વિગેરે કંઇ ઇચ્છા નથી,

મને તો માત્ર ત્હારા નામનીજ સદાકાળ ઇચ્છા છે. અને તે નામની કૃપા વડેજ હું તરવા માગું છું.

**હરિ હરિ નામ જપું સદા ચાહુ કૃપાનિધિ ચર્ણ,**
**ગોવર્ધન આધિન તવ જયમ વાયુ વશવર્ણ. ૯૭**

ટીકા—હે પ્રભુ! સદાકાળ ત્હારૂ સુખદ હરિ! હરિ! એવું પ્રતાપી નામ તે હું જપું છું. અને ત્હારા ચરણને વિષેજ મારૂ ચિત્ત રમે છે, હે દયાળુ પ્રભુ! જેમ વાયુને પાંદડુ વશ છે, તેમ હું ગોવરધન તું અંતરયામિને સદા વશ અને આધિન છું.

**જય જય નંદ સુનંદને જય યશોદા સુત કાન,**
**વન્દ્રાવન રાધારમણુ ગોવર્ધન ભગવાન. ૯૮**

ટીકા—નંદજીના નંદ એવા શ્રી કૃષ્ણને મારા પ્રણામ છે, મહા ભાગ્યશાળી યશોદા માતાના પુત્રને મારા પ્રણામ છે, વન્દ્રાવનમાં રાધિકા આદિ ગોપિકાઓ સાથે રમણ કરનાર બાળ-કૃષ્ણચન્દ્રને મારા પ્રણામ છે, અને ગોવરધન ગિરિરાજને ધારણ કરનાર શ્રી ગિરિવરધારીને મારા પ્રણામ છે.

**રાધાકૃષ્ણ યુગલ છબી વ્રજ વન્દ્રાવન ચન્દ્ર,**
**ગોવર્ધન નિરખી નયન પામુ અતિ આનંદ. ૯૯**

ટીકા—શ્રી રાધિકાજી સહ શ્રીકૃષ્ણ પરમાત્માની મૂર્તી કે જે વ્રજ અને વન્દ્રાવનના ચન્દ્રરૂપ, એટલે જેમ ચન્દ્ર સર્વને શાન્તિ આપનાર છે, તેમજ શ્રીકૃષ્ણચન્દ્ર એ વ્રજ જનોને પૂર્ણ

શાન્તિ આપનાર છે. તેવા શ્રીકૃષ્ણ ભગવાનની છબીને નિરખીને હું ગોવરધન ઘણોજ આનંદ પામુ છું.

નોત્તમ ડાકોર નગ્ર છે જ્યાં રહે જુગલ કિશોર,
તેહ સ્થાન મુજ વાસ છે ગોવર્ધન ચિત્ત ચોર. ૧૦૦

ટીકા—જે સ્થાનની બરોબરી આ જક્તમાં બીજું નથી, તેવા ડાકોર નગ્ર કે જેને વિષે શ્રી લક્ષ્મીજી સહ મહારાજાધિરાજ શ્રી રણછોડરાય એ નામ ધારણ કરી શ્રીકૃષ્ણ દ્વારામતી તે સ્થળે આવી વશેલા છે, અને તે લક્ષ્મીનારાયણના સુંદીરરૂપથી હું ગોવરધનનું ચિત્ત ચોરાઇ ગયું છે, તેવા પવિત્ર ક્ષેત્રમાં હું વસું છુ.

અખંડ વ્રજ ડાકોર છે વશ્યા જ્યહાં સુખ ધામ,
ગોવર્ધન દર્શન ચહે ઇચ્છે પ્રભુ પદ ઠામ. ૧૦૧

ટીકા—ડાકોર ક્ષેત્ર કે જેને શ્રીકૃષ્ણ પરમાત્માએ અખંડ વ્રજ સ્થાન માનેલું છે, અને સદાકાળ તે પરમાત્મા પોતે કૃષ્ણ રૂપે રાધિકા આદિ ગોપિકાઓ સહ વિરાજે છે. તેજ રૂપનું દર્શન તે હું ગોવરધન સદાકાળ ચાહુ છું, અને તે પરમાત્માના પાદસ્પર્શ ભુમી ડાકોર નગરીમાંજ હું હરિચરણમાં વાસ ઇચ્છુ છું. જો કે મ્હારૂ મુળ સ્થળ લસુંદ્રા કે જ્યાં ઠંડા અને ગરમ જળના કુંડ આવેલા છે, તે છે તોપણ શ્રીમુખનાં દર્શનના લોભે કરીને પૂર્વ સ્થાનનો ત્યાગ કરી ડાકોર નગ્રમાં શ્રીકૃષ્ણચન્દ્રના ચરણ સમિપે વસુ છું.

આ શ્રીકૃષ્ણ સ્તવન મંજરી શુધ્ધ પ્રેમથી અને શ્રદ્ધાથી નિત્ય નિયમ પૂર્વક ભણશે તેમના સર્વે મનોરથ સિધ્ધ થશે. એ નિશંશય છે, તથાસ્તુ.

इति श्री गोवर्धन विरचित श्रीकृष्ण स्तवन मंजरी समाप्तमू



# જરા વાંચી જશો કે ?

આ વિશ્વમાં મનુષ્યાદેહ ધારણ કરવાનું મુખ્ય સાર્થક તે પરમેશ્વરની ભક્તિ કરી ધર્મથી વર્તવાથીજ સિદ્ધ થાય છે. જે આ વિશ્વનો સરજનહાર પરમ કૃપાળુ પરમાત્મા છે તેનું શુદ્ધ અંતઃકરણથી સ્તવન કરવું, અને સત્યાસત્ય વિવેકવડે સત્ય અસત્ય વસ્તુને જાણવી, એજ જ્ઞાન પરમપદને આપનાર છે. આ મનુષ્યાદેહ અનેક પ્રકારનાં ધન વૈભવ, સ્ત્રી, પુત્ર, આદિ સર્વ વસ્તુનો ત્યાગ કરી એક વખત જનાર છે. અને આ દેહ વડે કરેલાં સુકૃત કે દુષ્કૃતનો હિસાબ તે મહા પિતાની સમક્ષ આપવાનો છે. માટે તે દયાળુ વિશ્વનાથ જે પ્રકારે પ્રસન્ન થાય, અને જગત્‌માં જશ મળે તેવા ઉદ્યોગ કરો !

— લેખક.

જોશી આર્ટ પ્રીંટીંગ વર્કસ, બજારગેટ, કોટ, મુંબઇ.